# રસિકનાં કાવ્યો

વિ. ય. આવસત્થી

· સોલ એજંટસ ·
આર. આર શેઠની કંપની, બૂકસેલર્સ એન્ડ પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨

# ઉપોદ્‌ઘાત

વસંતના અનિલની લહરીઓ ઝીલી અનેક કુસુમો ખીલી ઊઠે તેમ અંગ્રેજી સાહિત્ય, સંસ્કૃત સાહિત્ય, પર્શિયન સાહિત્ય અને જૂનાં ગુજરાતી સાહિત્યની પ્રેરણા ઝીલીને, અને આ પ્રેરણાના પરિપાકરૂપે ઉદ્‌ભવેલા આપણા પણ સાહિત્યથી પ્રેરાઇ ઓગણીસમી સદીના પાછલા ભાગમાં અને વીસમી સદીમાં અનેક કવિકુસુમો પાંગર્યાં. તેમાંનું એક કુસુમ એ આપણા "રસિક" કવિ વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસથી. એ કુસુમનો પરિમલ ગુજરાતે અનુભવ્યો છે અને પિછાણ્યો પણ છે. પણ હવે કવિ પોતાને સહજ એવી શરમાળના તજી વર્ષોથી ગુપ્ત રાખેલા પોતાના કાવ્યસંગ્રહને પ્રકાશિત કરી ગુર્જર ભાષાની સેવા સાધે છે એ અભિનંદનીય છે.

આ કાવ્ય સંગ્રહના ચાર વિભાગો છે :

(૧) પ્રકૃતિદર્શનનાં કાવ્યો, (૨) કુટુમ્બજીવનનાં કાવ્યો, (૩) આધ્યાત્મિક ચિંતનનાં કાવ્યો, (૪) બાળગીતો અને હિંદોળ ગીતો.

(૧) પ્રકૃતિદર્શનનાં કાવ્યોનો પ્રદેશ અંગ્રેજી સાહિત્યમાં પુષ્કળ ખેડાયલો છે. ગુજરાતને આ પ્રદેશ નૂતન, આકર્ષક અને ઉત્સાહક લાગ્યો. આથી નર્મદથી માંડીને આજસુધી ગુજરાતી કવિતામાં પ્રકૃતિદર્શનની કવિતાનાં વેન અખંડિત વહ્યાં છે. આ સંગ્રહમાં પ્રકૃતિદર્શનની કવિતા મુખ્ય ભાગ રોકે છે. તેનું કારણ એ ઉત્સાહક અને નૂતન પ્રેરણા પ્રતિ પક્ષપાત એટલું જ માત્ર નથી. કવિના માનસનું બંધારણ જ આવી કવિતા માગી લે છે. નિર્દોષ જીવનનો પ્રેમ, સમતાભરી આધ્યાત્મિક શાંતિ તરફ વલણ, જગતના કડવા અનુભવોથી નાસી છૂટી ચિત્તસ્વાસ્થ્ય જાળવવાની વૃત્તિ અને માનવજીવનના કલુષિત વૈવિધ્યમાંથી રસ પ્રાપ્ત કરવાની અશક્તિ — એ સર્વ

આપણા કવિને પ્રકૃતિ અભિમુખ વધારે બનાવે એ સ્વાભાવિક જ છે.

કાવ્યકલામાં પ્રકૃતિનો ઉપયોગ વિવિધ રીતે થઇ શકે. તે પૈકી આપણા કવિએ પ્રકૃતિને ચાર રીતે પોતાનાં કાવ્યોમાં ગૂંથી છે: (क) શુદ્ધપ્રકૃતિવર્ણન, (ख) પ્રકૃતિમાં માનવઆત્મા કે માનવભાવનું આરોપણ, (ग) પ્રકૃતિ દ્વારા આશ્વાસન, શાંતિ કે આધ્યાત્મિક ઉત્કર્ષની પ્રાપ્તિ, (घ) પ્રકૃતિના કોઇ દૃશ્યમાં સતત સત્ત્વારોપણ.

(क) કોજિયાક ગમન, વસંતરીણા, ચાંદની વગેરે શુદ્ધ પ્રકૃતિવર્ણનનાં કાવ્યો છે, તેમાં તાદૃશ ચિત્ર રજૂ કરવાની કવિની કલા પ્રતીત થાય છે. પરંતુ આ પ્રદેશમાં કવિનો સ્વાભાવિક રસ ઓછો છે.

(ख) પરંતુ દ્વિતીય પ્રકાર કવિએ અનેરો બહલાવ્યો છે. કોયલના ટહૂકાર, બીલના કુસુમો, ચાંદનીનાં અમીવર્ષણ, અનિલની મૃદુલ લહરીઓ, વસંતપ્રસરતું માદક વાતાવરણ, મધુકરના ગુંજારવ, અને સરિતાનાં ઊંચાંનીચાં રમણીય વહન — એ સર્વમાં કવિ માનવ—આત્મા અને માનવ ભાવ નિહાળી રહે છે, અને એ સર્વ સાથે બંધુભાવ કેળવી તેમના ભાવો સમજવા—તેમના સંદેશ ઝીલવા-પ્રયાસ કરે છે. કવિને કોકિલના ટહૂકારમાંથી કો અશ્રુત પ્રણયમંત્ર સાંભળવો છે.

સુમનને કવિ પૂછે છે:

> ન શું વંઝાવાતો જીવન મહીં વાતા તુજ મને ?
> ન શું તાપ કવેષો કલુષિત કરે કો દિન તને ?
> અહીં આ હૃધાને અનુકૂલ રહે કેમ સઘળું ?
> કહે બાપુ ! તેનો સુગમ પથ, તે તર્ફ પળું.
> વગેરે વગેરે.

અને સુમન એવો સમભાવ શીખવશે એમ કવિ માને છે.

મધુકરને ઉદ્દેશીને કવિ સંબોધે છે:

સખા રસમંત્ર પઢાવી મધુકર ગુરૂ તું મુજ થા,
રસ કયમ પારખ ? ક્યાં શોધે તું,
નિરસ જગત છે આ.
વગેરે.

આ સર્વે કાવ્યોમાં કવિનો કુદરતની લીલા પ્રતિ ગાઢ પક્ષપાત–તેની સાથે સાધેલું તાદાત્મ્ય તરી રહે છે. કવિનો આત્મા કુદરત સાથે ઓતપ્રોત હોય એમ જણાય છે.

(ગ) પ્રકૃતિ દ્વારા આશ્વાસન, પ્રેરણા કે બોધ મેળવવાનાં કાવ્યો પણ આ સંગ્રહમાં ઘણાં છે. સર્વને આત્મસ્વરૂપ બનાવતી "ચંદ્રિકા-સણી" કવિને અભેદભાવનો બોધ આપે છે. પવનલહરી જગતની "ખારાશ" ના વાતાવરણ વચ્ચે પણ કવિહૃદયમાં મીઠી "આશ" ઉત્પન્ન કરે છે :

આવો પંખી ગાઓ રાચો. ......
છૂટી આવ્યો હું જગમાંથી,
સાથી આ સાચો. ......
... ... ...
સર્વે આ સૃષ્ટિનાં સત્વો,
જડ ચેતન સૌ મારાં મિત્રો,
મ્હેર કરો; વિસારૂં હું તો.
દુનિયાનાં દુઃખો.

આ આવેગભરી 'કુદરતને યાચના' ની ઉક્તિમાં કવિ જીવનનું આશ્વાસન પ્રકૃતિમાંથી શોધે છે.

મધુમાસ કવિને

આંતરભાવ અભેદ ભણાવે,
ભેદ તજે, ભવ તોડી.

જલધિનો "અનદદનાદં" – "ભેદતું ભાન દે છે લુહારી." અને "વિરાટના તાંડવ" માંથી કવિને "સ્નેહનાં બંધન અને નિયમ" નો મંત્ર સાંપડે છે. વધારે વિસ્તાર ન કરીએ તો એટલું તો કહેવું જ પડે કે – "વાસંતિક ટહૂકો," "સુમનને," "લહરીને," "કોકિલાને" એ સંબોધનગીતો વિરલ કાવ્યત્વની ઊર્મિઓથી ઊભરાય છે.

(ઘ) Tennyson ના Brook અને Shelley ના Cloud ની છાયા ઝીલી હ. દ. ધ્રુવનું "વાદળી," ગોવર્ધનરામનું "વર્ષા," નરસિંહરાવ દિવેટીયાનું "ચંદા," કલાપીનું "કમલિની," બોટાદકરનાં "ધરિત્રી" અને "સરિતા" – એમ અનેક સજીવારોપણકાવ્યો આપણી ભાષામાં અવતર્યાં. આવસથીએ "સરિતાસ્વયંવર," "વર્ષાવિહાર" અને "તળાજાની ટેકરીમાં પ્રભાત" – એ ત્રણ કાવ્યો જ આ સંગ્રહમાં છપાવ્યાં છે. પણ તેમાં કોઈ અનેરી જ કલ્પના કવિએ ગુજરાત સમક્ષ મૂકી છે. આ ત્રણે કાવ્યોમાં પ્રકૃતિનું સૂક્ષ્મ નિરૂપણ, પદેપદે ઝળકી ઊઠતાં કાવ્યત્વ અને ચાતુર્ય, જેમ જેમ વાંચતા જઈએ તેમ તેમ આશ્ચર્યમુગ્ધ કરતું. માનવભાવોનું આરોપણ, કાવ્યનો સુશ્લિષ્ટ વિકાસ, અને તેમાં અવારનવાર ચમકી ઊઠતો ભાવવૈભવ – એ સૌ એવાં અવર્ણનીય છે કે તેમાંથી અવતરણો આપવાનાં પ્રલોભનો ખાળી કવિના ટીપ્પણ સહિત વાચક પોતે જ તે વાંચે એ અમે ઉચિત ગણીએ છીએ.

(૨) કેટુંબજીવનનાં કાવ્યોમાં "સતત સ્મરણ" એ કાવ્યમાં કવિ અંતઃક્ષોભથી હલમલી ઊઠે છે, અને અંતરના તાર કરુણ સૂરે ગજાવે છે. હૃદયની આર્દ્રતા, અંતરનો ઊંડો સબળ પ્રેમ, જોસભેર વહેતાં કરુણાના વેન–આ કાવ્યને ગુજરાતના કરુણ કાવ્યોમાં ઉચ્ચ સ્થાન અપાવશે. આવું જ ભાવભીનું "પુનર્મેળાપ" કાવ્ય

છે. પતિના નિષ્કારણ ત્યાગનાં દુઃખો નર્મદાબાએ પ્રભુભક્તિમાં વીસરી જનાર અને વર્ષો પછી પ્રસંગ પ્રાપ્ત થયે સર્વ અવગણના ભૂલી જઇને જાણે કાંઇ બન્યું જ ન હોય એમ ગૃહધુરા ઉપાડી લેનાર, ક્ષમા અને સહનશીલતાની મૂર્તિસમી ઉદાર હૃદયની આર્ય અબળાનું ચિત્ર વાંચનારના ચિત્તમાં ન ભૂંસાય એવી અસર મૂકતું જાય છે. કુટુંબજીવનનાં કાવ્યોમાં કવિનું ક્ષમાશીલ, સહનશીલ, ઉદાત્ત ભાવનાઓભર્યું, પ્રેમથી નીતરતું, નિર્દોષ સરલ હૃદય સ્પષ્ટ તરવરી રહે છે. કવિની માનવતા તેમના પ્રતિ પૂજ્યભાવ ઉત્પન્ન કરાવે છે.

(૩) પ્રકૃતિના સંદેશ ઝીલીને આત્માનો ઉત્કર્ષ સાધી, વ્યવહારજીવનના કડવામીઠા અનુભવોમાં સમતોલતા સાચવી, જાણે કવિના માનસનો ઉચ્ચ વિકાસ સધાયો હોય, એમ સંગ્રહના ત્રીજા વિભાગમાં કવિ આધ્યાત્મિક પ્રદેશમાં વિહરે છે. "મહિમ્નઃ સ્તોત્ર", "અનહદનાદ", "વિરાટનો તાડવ રાસ" એ કાવ્યોમા પ્રકૃતિનાં ભવ્યદર્શન કરી કવિહૃદયમાં આધ્યાત્મિક ઊર્મિઓ ઊછળી રહે છે. "અનહદનાદ" ના કાવ્યમાં જુઓ :

> અણુ અણુ નાદ ૐકારના તાનમાં
> વિશ્વ દીધું અખિલ ધણધણાવી !
> અહા ! ભેદનું ભાન દીધું ભુલાવી ! (૨)
> ભિન્ન સૌ વ્યક્તિને ઇશગુણગાનમાં
> વેદ અદ્વૈત દીધો ભણાવી !

શ્રી. આવસત્યીનાં થોડાં પ્રણયગીતો પણ આ સંગ્રહમાં છે. તેમાં પ્રેમની ઉછળથી મસ્તી કે પ્રેમ વિષે કાંઇ નવીન દૃષ્ટિ ભલે ન હોય, પણ તેમાં પ્રશાંત હૃદયની ઊર્મિઓનો તરવરાટ અને પ્રેમની વિશુદ્ધ ભાવનાઓ તો અનુભવાય છે. "જીવનવિનિમય" અને "ઉપવનમાં પ્રભાત" વગેરે કાવ્યોની ઊર્મિઓ પ્રશંસનીય છે.

તો પરિમિત જ. પણ તે કાવ્યતત્ત્વને તાંતણે વણેલું છે, તેથી જીવનમાં સતતવાહી અસર કરે એવું છે. ઓગણીસમા સૈકાના સાહિત્યે જગત સમક્ષ "પ્રેમ" નો આદર્શ મૂક્યો. અન્ય કવિની પેઠે આપણા કવિએ પણ આ આદર્શ ઝીલ્યો છે. માતૃપ્રેમ, સ્ત્રીપ્રેમ, શિશુપ્રેમ, શિષ્યપ્રેમ – એવા અનેક પ્રેમભાવોથી ફરતું, જગત ક્રૂર કે સ્વાર્થી નીવડે તોપણ તેના પ્રતિ તિરસ્કારની સ્વાભાવિક લાગણીઓ શમાવી સ્નેહી બનવા મથતું, સુખદુઃખાદિ દ્વંદ્વોમાં સમનોલતા જાગવવા પ્રયત્નશીલ થતું, પ્રકૃતિની દિવ્ય પાંખે ચડી ઉચ્ચ વિહાર કરતું, અને છેવટ અનંત – અદ્વૈત બ્રહ્મસમાધિમાં વિલીન થતું – આખા જગત ઉપર પ્રેમ અને આશિષ વર્ષાવતું, અહંકાર કે આડંબરવિહોણું – કોઇ નિર્મળ સરલ દૈવી માનસ આ સંગ્રહમાંથી તારવી શકાય એમ છે. એમની કાવ્યશક્તિ વાચકમાં પણ એવું માનસ કેળવવા જાણે અજાણે મીઠો મૃદુ બોધ આપતી લાગે છે. આ કાવ્યસંગ્રહનો આ બોધ – આ જ સંદેશ.

કવિતાદ્વારા દર્શાવેલા વિચારો એટલે ઊર્મિના વિશાળ પટમાં વણેલા આછા સોનેરી તંતુઓ: જો એ ઊર્મિપટ શિથિલ કે વિકૃત હોય તો કાવ્યદ્વારા દર્શાવેલા કવિના વિચારો નિષ્ફલ જાય. આ કારણથી કવિતાનો ખરો આંક મૂકવો હોય તો તેની પ્રેરક ઊર્મિનું નિરીક્ષણ આવશ્યક છે. આ દૃષ્ટિએ આ સંગ્રહમાં ઊર્મિ કેવી છે તે જોઇએ. આનસથીની ઊર્મિમાં ન્હાનાલાલ સમી પ્રચંડ ભવ્ય છોળો નથી. નથી તેમાં કરુણાના વ્યથિત સાગર સમા કલાપીની ઊર્મિનાં દર્શન; કે નથી આરસથી જડેલ કોઇ ઉદ્યાન–કુલ્યા સમી નરસિંહરાવની ઊર્મિનાં નિર્બળ પણ સંસ્કારી સૌંદર્ય; નથી એમાં નાનાં સરોવરો ઉપર અનિલ લહરીઓ વહતાં અનેક વીચિમાલાઓ નાચી ઊઠે એવાં બોટાદકરનાં ભાવવૈવિધ્ય; કે નથી આ સંગ્રહમાં, ખાઝામાં વહેતાં પણ ગભીર સમથળ જળસમાં કાન્તની ઊર્મિનાં વહન. આનસથીની ઊર્મિ

એટલે કોઇ નાનો મંજુલ રવ કરી પ્રસન્ન જળ વહાવતો ઝરો. પાણી છીછરાં પણ વિશદતા અને માધુર્ય અનેરાં. દૂરથી આકર્ષે એવાં સમુદ્રનાં ગર્જન આ ઊર્મિમાં ન સંભળાય. પણ નજદીક જતાં તેનો મંજુલ રવ શ્રુતિપ્રિય લાગે. સાચા હૃદયનો રણકાર, કૃત્રિમતા કે શિથિલતાનો સતત અભાવ – એ આવસત્થીની ઊર્મિનાં વિશિષ્ટ લક્ષણો છે.

આ પ્રકારનાં માનસ કે ઊર્મિને વ્યક્ત કરવા સારુ જો ઉચ્ચ પ્રતિનું ભાષાયંત્ર ન હોય તો કાવ્યત્વમાં ઝાંખપ આવે. સદ્‌ભાગ્યે આવસત્થીની ભાષામાં અનેકવિધ ગુણો એકત્ર થયા છે. કલાપી કે બોટાદકરની નૈસર્ગિક સરલતા, નરસિંહરાવની સાંસ્કારિક શિષ્ટતા, ન્હાનાલાલનાં ભવ્યતા અને લાલિત્ય, કાન્તની સચોટ પારદર્શક વિશદતા – એ સર્વનો સમન્વય આવસત્થીની ભાષામાં છે. સંસ્કૃતમાં દુર્ઘટ છંદો અને આપણાં લોકગીતો કે ગેયગીતો – કાફી, હોરી વગેરે કવિના હાથમાં રમકડાં પેઠે રમી રહે છે. કાવ્યત્વને ઓપાવે એવું ગેયતત્ત્વ પણ અનેક પંક્તિમાંથી નિર્ઝરે છે; અલંકારોનો મૌલિક પ્રયોગ ભાષાને યથાર્થ બનાવે છે; અને શબ્દ અને અર્થ સુઘટિત રીતે ભાવનિષ્પત્તિ કર્યે જાય છે. ભાષાનું સામર્થ્ય આ કાવ્યસંગ્રહનું વિશિષ્ટ અંગ છે.

અને આ કાવ્યોમાં અન્ય કવિઓની પ્રેરણા પણ ઝિલાય છે. આવસત્થીએ પશ્ચિમના લેખકોની પ્રેરણા ઓછી ઝીલી છે, પણ પશ્ચિમની પ્રેરણા ઝીલી આપણને કાવ્યસમૃદ્ધિ અર્પનાર ગુજરાતના કવિઓની અસર આ સંગ્રહમાં વધારે જણાય છે. આ સંગ્રહમાં "ઝૂલણા છંદો" કાન્તના "સાગર – શશિ"નાં માધુર્ય ઝીલે છે. "અચાનક મહિમા" એ રમણભાઇના "તત્કાળ મહિમા" સમું છે. "અમારો આવાસ" કલાપીના "અમારી પિછાન"ને મળતું છે. કાન્તના, કલાપીના અને અન્ય કવિઓના શબ્દો કે ભાવ ક્વચિત્ દૃષ્ટિગોચર

થાય છે. પરંતુ આ બાબત વિસ્તૃત કરવી અનાવશ્યક છે. આ બધું ઋણ હોવા છતાં આપણા કવિની પ્રતિભા સ્વતંત્ર છે. અને અન્ય કવિની પ્રેરણા તો જગતના કયા મહા કવિએ પણ નથી ઝીલી ?

" મોટાં નાનાં વધુ મોટાંમાં, તો નાનાં પણ મોટાં,
વ્યોમદીપ રવિ નક્ષબિન્દુ તો, પર દિવડાં શાં ખોટાં ?"

આવસથી બદલ સૌરભથી જગતભરમાં નવા પ્રાણ અર્પનાર કોઇ વિભૂતિ નથી. (એવા ગણાવું એ એમનો આશય પણ નથી) આવસથી તો આછો પરિમલ જ આપણે ચરણે ધરે છે; છતાં ગુજરાતી સાહિત્યના ઉદ્યાનમાં તો આ પરિમલ સ્પષ્ટ જુદો તરી આવશે, અને સદૈવ છવન્ત રહેશે એવી મારી માન્યતા છે.

આપણા કાવ્યરસિકો આ સંગ્રહનાં કાવ્યોને મનનપૂર્વક વાંચીને, બાલકોને, સ્ત્રીઓને કે મિત્રોને વંચાવીને, કે વિવેચન દ્વારા તેનો રસાસ્વાદ લઇને આનંદતૃપ્તિ જરૂર મેળવી શકશે. અને શાળામાં કે કૉલેજમાં પાઠ્યપુસ્તક તરીકે તેને સ્થાન આપી, * અને કંઇ નહિ તો અનુકૂલ મનોદશામાં તેના રસદ્વારા આનંદ પ્રાપ્ત કરી ગુજરાત આ કાવ્યસંગ્રહનો સત્કાર કરશે જ એમાં પ્રશ્ન નથી.

अर्हतः पूजयति न को जनः ।

ભાવનગર, રવિશંકર મ. જોશી
તા. ૧ : ૭ : ૧૯૩૨ ગુજરાતીભાષાસાહિત્યના પ્રોફેસર
સામળદાસ કૉલેજ, ભાવનગર

* આ સંગ્રહને છેડે સૂક્ષ્મ ટિપ્પણ અને શબ્દકોષ આપેલ છે તે તેની સાર્વોપયોગિતા વધારે છે. ટિપ્પણની સચોટ સંક્ષિપ્તતા, તેનું પ્રાણવાન ગદ્ય, ભાવદર્શનની સ્પષ્ટતા વગેરે હકિકત આ કવિ એક સુંદર ગદ્યલેખક છે તેની સાક્ષી પૂરે છે. આપણે આશા રાખીએ કે કવિ પોતાનો સહજ સંકોચ છોડી તેમનો ગદ્યસંગ્રહ પણ પ્રકાશિત કરીને ગુજરાતની સેવા સાધે.
ર. મ. જોશી.

# કર્તાનું નિવેદન

મને છેક તરુણ વયથી કવિતાનો રસ લાગેલો, અને તરુણ અવસ્થાના તરંગમાં "રસિક" ના તખલ્લુસથી તે સમયનાં માસિકોમાં આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો પ્રકટ થયેલાં. ત્યાર પછી છેલ્લાં વીશ પચીશ વર્ષથી તો બાળસાહિત્ય અને બાળગીતોની મને લગની લાગી છે એમ કહું તો ચાલે. અને તેને પરિણામે સને ૧૯૨૫માં "બાળકાવ્યમાળા" નો એક સંગ્રહ મે ઉપહારમાં પ્રકટ કરેલો છે.

અગાઉ છૂટાંછવાયાં પ્રકટ થયેલાં અને બીજાં પણ પ્રસંગોપાત્ત ઉદ્ભવેલાં, તેમાંથી હાથ લાગ્યાં તે હવે પ્રકટ કરવાનો સુયોગ સાંપડતાં આ સંગ્રહરૂપે પ્રકટ કરાય છે. નામદાર ભાવનગરના નરેશે સાહિત્યપ્રકાશનના ઉત્તેજનઅર્થે ગ્રંથકારોને સહાય આપવાના શુભ આશયથી ફંડ સ્થાપ્યું છે, અને આ સંગ્રહનું પ્રકાશન એ મદદને આભારી છે, એટલું જ નહિ પરંતુ મારા બીજા વિવિધ પ્રકારના ગદ્યસંગ્રહો પણ એ ફંડમાંથી યોગ્ય મદદ મળતી રહેશે તેમ તેમ હું તે ક્રમે ક્રમે વેળાસર પ્રકટ કરી શકીશ.

આ સંગ્રહમાં જુદા વિભાગ તરીકે છેવટ જે બાળકાવ્યો દાખલ કર્યાં છે, તેને પણ સાથોસાથ સાચવી રખાય એવા ઉદ્દેશથી આમાં સ્થાન આપ્યું છે. આગળ ઉપર બધાં બાળ કાવ્યો ફરી વખત છપાવવાનો સુયોગ સાંપડશે તો તે જુદી જુદી કક્ષાનાં ગીતો જુદી જુદી શ્રેણીમાં પ્રકટ કરવા ઉમેદ રાખું છું.

આ કાવ્યસંગ્રહમાં કેટલાંકનું ખાસ ટિપ્પણ આપવાનો આશય એટલો જ છે કે તે કાવ્યોના ઉદ્ભવપ્રસંગે મારા અંતરમાં જે સ્ફુરણા થયેલી તેનો ભાવ વાચકને સુગમ થાય અને બીજી રીતે ન સમજાય. બાકી તો જેવું જેને લાગે તેવું તે ગ્રહણ કરવા મુખત્યાર છે. બીજુ

પણ એક નિવેદન કરી દઉં કે – કાવ્યકૃતિના સંબંધમાં કર્તૃત્વની અહંતા, એક સિદ્ધાન્ત તરીકે, હું મૂળથી જ માનતો નથી. કેમ કે કાવ્યનો ઉદ્દ્ભવ સ્વયંભુ હોય છે અને તેના આવિર્ભાવ વખતે તેનો વિધેય તો કંઇક અકથ્ય સમાધિ જેવી પરવશીમાં મગ્ન હોય છે. તો પછી આ મેં કર્યું એમ નાહક માનીને શકટનો ભાર તાણવાની અજ્ઞાનતામાં અટવાવું મને ગમતું જ નથી.

આ કાવ્યસંગ્રહની તેમ જ હવે પછી પ્રકટ થવાના ગદ્યસંગ્રહોની ઊંડી નજરે આલોચના કરીને મારા મિત્ર પ્રોફેસર રવિશંકર જોશીએ જે સ્નેહભાવ બતાવ્યો છે તેની તેવા જ સ્નેહભાવે નોંધ લેતાં મને અત્યંત આનંદ થાય છે, અને તેમના કહેવા પ્રમાણે સંકોચ જ એકલો તજીને નહિ પણ આમાંનાં કાવ્યોના કર્તૃત્વનું ગમત્વ પણ છોડીને આ કાવ્યસંગ્રહ પ્રકટ કરું છું, અને એમની જ પ્રેમભરી પ્રેરણાથી ગદ્યલેખોના સંગ્રહો પણ એ રીતે પ્રકટ કરવા ઉમેદ રાખું છું.

તા. ૨૦ એપ્રિલ ૧૯૩૪ વિઠ્ઠલરાય ચ. આવસત્થી

---

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨ | ૧૬ | વિકાળ | વિકાશ |
| ૩૭ | ૯ | ગોળો | ગોળા |
| ૩૮ | ૧૨ | વ્હેતો | વ્હે |
| ૩૮ | ૧૭ | વૃ | વૃક્ષો |
| ૩૯ | ૮ | ઃ | કૈં |
| ૪૧ | ૨ | કુંડ | કુંક |
| ૪૮ | ૪ | નિરતર | નિરંતર |
| ૫૪ | ૪ | ભ્રાતૃજને | ભ્રાતૃજનો |
| ૫૫ | ૧૦ | નણદીનેણુ | નણદીવેણુ |
| ૫૬ | ૪ | નેહાર્દ્ર | સ્નેહાર્દ્ર |
| ૫૮ | ૫ | રસવતાં | રસળતાં |
| ૬૦ | ૫ | સહસા | સહસા |
| ૬૦ | ૧૩ | આ સ્થળે "વ્હેલી" શબ્દ બીજો ઉમેરવો | |
| ૬૧ | ૧ | વિહારણી | વિહારિણી |
| ૭૦ | ૩ | ગ્રહો | ગ્રહ |
| ૭૦ | ૧૭ | વધારાનું એક "સર્વ" પડતું મૂકવું | |
| ૭૩ | ૧ | પ્રદિપા | પ્રદિપ |
| ૭૪ | ૫ | રજણી | રજની |
| ૭૫ | ૧૫ | શતિકોટિ | શત કોટિ |
| ૯૮ | ૨ | Lovely | Lonely |
| ૧૦૮ | ૫ | ગ્રૂથે | ગૂંથે |
| ૧૧૧ | ૧૧ | ધણેર | પણેરી |
| ૧૨૩ | ૪ | જણુયા | જણાય |

# અનુક્રમ

## બાલકાવ્યો : ઉપહાર ત્રીજો

## વાસંતિક ટહુકો

• હરિણી •

રવ મધુર હો! ક્યાંથી ઊંડે અદીઠ અમૂલ તું!
તવ ટહુકડો સૂણી સૂણી કંઈ દિલ ઝૂલતું!
વિરત ટહુકો વારે વારે સુણી નિરખ્યા કરું
વિયતપથમાં ને ચોપાસે અને તરુએ તરુ.

ગગનતલથી કે એ ક્યાંથી સરે રવ લાજતો?
પ્રણવધ્વનિ શો દ્વિધા ત્રિધા ઉદ્દીરિત ગાજતો!
મધુર રવની તું શું લ્હેરી? કશી અશરીરિણી!
પ્રણયરવનો કે હૈયાનો હશે તું પ્રતિધ્વનિ?

વિરમીવિરમી છૂપી છૂપી વળી ટહુકો કરે!
વિરમ નહિ તું; એ સંદેશા સખી દિલના કહે;
અધિર સુણવા હૈયું મારું અહો તલસ્યા કરે!
શ્રુતિગુણતણાં સાક્ષી કિંતુ ન ચક્ષુ બને અરે!

'કહું કહું' કરે, કહેવાનું તો બધું અધૂરું હજી,
'કહું કહું' કરે વારે વારે કહે નહિ કાં હજી?
સનમદિલના એ સંદેશા ન લાયક શું મને?
વિષમ અથવા કૈં આદેશે સખાપ્ય શું કંઠ છે?

પ્રણય રસના ઊના લ્હાવા શું આર્દ્ર કરે તને?
ઉર ઉકળતું ચાંપી ચાંપી યથાર્થ કહે કહે;

ફરજ સખીના સંદેશાની અદા કરવી પડે,
જરૂર કથવું કહેવાનું તે, વિલંબ નહીં ઘટે.

'કહું કહું' કહી શ્રુતિસ્હાણું ગયું: બસ શૂન્યતા!
દગવિહ્‌વલતા સાથે શ્રોત્રે છવાઇ બધીરતા!
ઉરઝરણના ઊર્મિ કે કૈં લઘુ વચને ઝર્યા!
પ્રણવપડઘા જાણે હૈયે છપાઇ છુપી રહ્યા!

તા. ૨૬ : ૪ : ૧૯૧૪ (કોળિયાક)

# કોકિલાને

• ઉપજાતિ •

આ સાદ કોનો? કહીંથી સુણાય?
પ્રચ્છન્ન તો યે પ્રિય તું જણાય!
કો કુંજમાં, કો તરુમાં છુપાણી!
કો ભૂમિમાં, કો નભમાં સમાણી!

શું દેવી છે તું? વનદેવી કિંવા?
દેવી પરી તું? જલદેવી છે વા?
તું અપ્સરા સ્વર્ગની હોય કે શું?
કે ગારૂડી? કે કદિ મોહિની તું?

એ કંઠના સુસ્વર છોડ તાર,
એ સાદના અમૃતને પ્રસાર;
કૈં સ્પષ્ટ તો તું વદ ને લગીર,
કૈં દશ્ય તો થા, નિરખું અધીર.

હા! તું ભલે એ સહકારમાંથી–
હા! પ્રેમમંત્રો લલકાર ત્યાંથી;
રસજ્ઞ તેનો સમજે ય મર્મ,
કઠોરનો હોય કઠોર ધર્મ.

અમૂર્તવાણી, પણ વેદવાણી
અનુસરૂં એમ જ ઉર જાણી;

ચૈતન્યરાણી! ભર ચેતના કંઇ!
નવીન આંહીં રસ રેલ ને કંઇ!

'કહું કહું' તું કરતી ટગાવે,
બહુ બહુ હા લગની લગાવે;
અખંડ એ કંઠ છુટો કરી દે,
વિલંબ તો છે વસમો, તજી દે.

કાં મૂક થા? કાં વદતી વિરામી?
કાં શૂન્ય? આ અંધનિશા છવાણી!
વિલિપ્ત આ ઇંદ્રિયતંત્ર મારું,
તું મૂક – તે તો સહેવું અકારું!

# સુમનને

• શિખરિણી •

અહો! કેવું તારૂં સુમન! મુખ નિરંતર હસે!
અહો! તારું હૈયું મૃદુલ મધુરી વાસ પમરે!
કહે શાથી રાખે જીવનભર તું હાસ ટકતું?
અને શાથી દાખે મૃદુલ દિલ દૈવી સુરભ તું?

ન શું ઝંઝાવાતો જીવનમહીં વાતા તુજ મને?
ન શું તાપક્લેશો કલુષિત કરે કો દિન તને?
અહીં આ ઉદ્યાને અનુકૂલ રહે કેમ સઘળું?
કહે બાપુ! તેનો સુગમ પથ, તે તર્ક જ પણું.

ખરે, વૃત્તિ તારી શુભ વિમલ બાલિશ દિલની,
અખંડાનંદે છે તુજ જીવનવલ્લી જ ખીલતી;
તને રાગદ્વેષો જગતજનના દ્વંદ્વ ન નડે,
અને શીતોષ્ણાદિ પ્રકૃતિગુણ તું સામ્ય જ ગણે.

હિંચોળે જો લ્હેરી તદપિ હસતું મુખ કુમળું,
ઝપાટે ઝંઝાના પ્રખર પવનો તો ય હસતું;
અતિ છાંટે રાજી, નિરજળ નિદાઘે પણ હસે,
શીળી છાયામાં કે અનલ ઝરતે આતપ હસે.

તને ભૃંગો ભૂંડા ચુમટી ચુંટતા તો પણ ખુશી,
તને માલાકારો જદપિ શિર છેદે, પણ ખુશી;

પરોવે શૂળીમાં, હસહસ કરે તોપણ સદા,
પ્રતિજ્ઞા તારી તો અફર, પમરે સૌરભ સદા.

• વસંતતિલકા •

આપ્રાણ શૈશવ ટકે સુકુમાર તારું,
નિર્દોષ હાસ વિલસે નમણું નિરાળું;
સૌહાર્દ-સૌરભ ઉરે પમરે છ ચારુ,
એ સૌ કહે, સુમન! કેમ શિખાય વારુ!

# સખી ચંદાને

• ઉપજાતિ •

સ્વર્ગીય દેવી ! શીતરશ્મિરાણી !
સુધાદ્રવંતા ઉરથી સુહાણી;
તું રાસમાં લીન સમગ્ર સૃષ્ટિ,
તું મોહમાં મગ્ન થતી સમષ્ટિ.

અમૂર્ત • તો ચે ધર રૂપ વ્હાલી !
ને ભાવના અંતરની ઉજાળી !
ચંદા બની શીતલ શાંતભાવા,
સંસારમાં સૌ સમભાવ થાવા.

તું રેલ પીયૂષ પવિત્રતાનું,
ને રેડ ધારે રસઅર્ક તારું;
તું પ્રેમની પોષક હેતવાળી !
હૈયાં શીળાં સ્નિગ્ધ ગુંથાવ વ્હાલી !

અણુઅણુમાં અહીં તું વસે છે,
કણેકણોમાં જલના હસે છે;
આકાશમાં રૂપ અસંખ્ય તારાં,
તું બ્રહ્મરૂપી, સહુ વિશ્વ તુંમાં.

હો ચંદ્રરાણી ! બસ ચાલી હાવાં ?
પીયૂષ મીઠાં અધૂરાં શું પાવાં ?

ત્યાં અપ્સરા તું રમ વાદળીમાં,
થા રંગ બેરંગ ઘડી ઘડીમાં.

આ વાદળી આત્મસ્વરૂપ કીધી,
અભેદદીક્ષા સહુ સૃષ્ટિ દીધી.
હું એ ઉડું રશ્મિરસી ગ્રહીને
વિલીન હું થાઉં વિરાટ પ્રેમે.

તું બ્રહ્મમૂર્તિ, સહુ વિશ્વશક્તિ,
તું નેતિ નેતિ, જગદૈક્યવ્યક્તિ;
ચૈતન્ય તું આ જડ વિશ્વનું છે,
ને પ્રેમનું તત્ત્વ અખંડ તું છે.

## લહરીને

• ગઝલ •

લહરી ! તું મીઠી હો ! ભલે આવે, સખી !
પગલી ગુલાબી તો મુબારક છે, સખી !

સંદેશ કંઇ લાવે સનમ કેરો ? સખી !
માશુક કંઇ બક્ષે જિગરદ્‌હેરો ? સખી !

સંદેશ એ કહે, ઓ ! કહે ધીરે, સખી !
એ બોલગુલો તો ધરું શીરે, સખી !

લહેરો જિગરની ઉપરે હીંચું, સખી !
દિલદારનું દિલ સ્નેહથી સીંચું, સખી !

મીઠાં સુમનની સોણતી તું તો, સખી !
સૌગંધસ્વારી શોભતી તું તો, સખી !

તું પાંખમાં છૂપી નીંદર પોઢી, સખી !
જાદુપિછોડી આલમે ઓઢી, સખી !

આ દુનિયાં દર્દે દવા દીઠી, સખી !
ખારાશમાં તું આશ તો મીઠી, સખી !

શીળા જળે નહાઇ બને શીળી, સખી !
ધ્યાનસ્થ ગૂહામાં તું ગંભીરી, સખી !

ડાળોમહીં કે પર્ણમાં લપતી, સખી!
છૂપા ઇલમના મંત્ર તું જપતી, સખી!

ૐકાર ઊંડા તું ઉરે ઊઠે, સખી!
અદ્વૈત ભાવો ઊર્મિમાં લૂઠે, સખી!

એ ભાવ તો શીખાવ, ભિક્ષા દે, સખી!
મુરશીદ, અમારી મંત્રદીક્ષા દે, સખી!

તા. ૧૮ઃ૨ઃ૧૯૧૦

## પ્રભાકરને ભાવાંજલિ

• દ્રુતવિલંબિત •

ઉદયમાન પ્રભાકરની પ્રભા,
પ્રકટ ભાસ્વર શુકલ ધરે કળા;
હૃદયપદ્મ પ્રફુલ્લ પ્રફુલ્લ છે,
મુકુલ અંતર સૌ ઉત્ફુલ્લ છે.

મધુર શ્વાસ પ્રભાત પ્રસારતી,
મધુ વનસ્પતિ સૌ વરસાવતી;
મધુર કંઠ પતત્રી ટહૂકતાં,
મધુર ગમ્મતમાં મૃગ ઝૂકતાં.

મધુર રમ્ય પ્રભા પ્રસરી રહી,
અકળ ચેતનને ભરતી રહી;
તિમિર સર્વ અગમ્ય વિદારતી,
નવલ કંઇ હૂંફ અંતર વાળતી.

રવિ ! નિરંતર ઉદયમાન હો,
અમૃતચેતનપાન પીએં અમો;
તિમિરકષ્ટ પ્રભાકર ! કાપજો;
નવલ હૂંફ સદા દિલ વાળજો.

ડાળીમહીં કે પર્ણમાં લપતી, સખી!
છૂપા ઇલમના મંત્ર તું જપતી, સખી!

ૐકાર ઊંડા તું ઉરે ઊઠે, સખી!
અદ્વૈત લાવો ઊર્મિમાં લૂંટે, સખી!

એ ભાવ તો શીખાવ, ભિક્ષા દે, સખી!
મુરશીદ, અમારી મંત્રદીક્ષા દે, સખી!

તા. ૧૮ : ૨ : ૧૯૧૦

હું યાચકને વાસો આપી
સુખ શાન્તિ રેલો.

ગંભીર ગાન સમુદ્ર! ગજાવો,
મોટાં મોજાં આળોટાવો,
તીર જમાવો ફીણની રેખા
હ ર્ષ ન વ રા વો.

મીઠી, શીળી, મુગ્ધા ચંદ્રા!
ચોખ્ખા નભમાં ચરજે મંદા,
તારક ઝળહળ જ્યોતિ સાથે
રમજે રાસ સદા.

સર્વે એ સૃષ્ટિનાં સત્ત્વો!
જડ ચેતન સૌ મારાં મિત્રો!
મહેર કરો વિસારું હું તો
દુનિયાનાં દુઃખો!

૨૫ ૨૬ : જૂન : '૬૭

## વસંતલીલા

• મંદાક્રાન્તા •

આ જો, વ્હાલી! વિમલ વનમાં શાં કુરંગો કુદે છે!
મીઠામીઠા સુરભિ વનનો ક્લાન્ત ભાવો હરે છે;
ત્યાં કોકિલા શ્રવણપથમાં દિવ્ય શું ગાન રેડે!
વ્હાલી! તારાં વચન મધુરાંના અનુવાદ પેરે!

અદ્રિરાજે મરકતતણી મેખળા કેડ ધારી,
સાડી ઓઢી અવનિસખીએ રંગબેરંગી ન્યારી;
વલ્લી-ઝૂલે મુખ મલકતાં ફૂલડાંને હિંચોળે,
બ્હેની તેની અનિલલહરી ગીત મંજુલ બોલે.

પાંખેપાંખો લથબથ કરી ઘૂઘવે શાં કપોત!
નાચે રાચે કુદડી ફરતાં રેલવે સ્નેહસ્રોત;
ગાળી નાખે હૃદય રસિલાં ગાઇ મીઠું અલાપી,
ઢેલો સાથે રમણ કરતો રાસમાં આ કલાપી.

પેલું દીસે તરલ ઝરણું નાચતું બાળ નાનું;
કર્ણો માંડી તરુણ તરુઓ સૂણતાં ગાન છાનું;
સામેસામા વિનય કરતા આંબલા ને અશોક,
હૈયાં ખોલી શ્રવણમધુરા આદરે વાગ્વિનોદ.

મીઠું મીઠું બુલબુલ કરે ગાન કંઇ સ્વર્ગકેરૂં,
વ્હાલી, વ્હાલી! અટળક શ્રુતિલ્હાણુ આ તો અનેરૂં;

નાનાં નાનાં ચપળ ચલિયાં એ શ્રુતિસ્રોતમાંથી,
જો ને, ચંચુ ભરીભરી ભણે મંત્ર મીઠા ગળાથી !

ધીમુંધીમું અનિલલહરી કુંજમાં ગીત ગાય,
વલ્લી વૃક્ષો કર કર ગુંથી નૃત્યના તાલ સહાય;
ફેંકે બાણો રસિક હૃદયે પ્રેમથી પુષ્પધન્વા,
વીંધે ઊંડા વ્રણ, રસ ઝરે જે સુકાઈ રુંઝેલા.

વ્હાલી, વ્હાલી ! વિરહ વખતે ક્રૂર ને જે કઠોર,
તે આ મીઠો મનસિજ સખા આર્દ્ર છે આજ ઓર;
વ્હાલી ! માનું-તવ મધુર ને સૌમ્ય ચૈતન્ય કેરું,
રેલ્યું આંહીં શીતળ ઝરણું : સૌ ઝીલે નીર તેનું.

## વસંતવીણા

• રાગ દેશ •

માધવવીણા માધવમુરલી સમ જગ હીંચવે રે !
રસબસ ભીંજવે રે ! માધવ.-ટેક.

કુદરત વીણા તાર સમારે,
સૃષ્ટિ નૃત્ય ફરી સંભારે;
ફિર, ચકવા ચારુ કંઠે ચિત્ત રીઝવે રે ! રસબસ.

કુસુમકામઠી કુસુમશરાળો,
પ્રણયરસે સ્નિગ્ધ કરે ભાળો;
માધવમિત્ર રૂપાળો મનડાં મીંચવે રે ! રસબસ.

અનિલ મૃદુલ લહરી લલકારે,
કોકિલ કલરવતી સહકારે;
કળા કલાપી ધારે, નાચે નાચવે રે ! રસબસ.

કુસુમલતા ઝુલતી પરિતોષે,
નવનવ પલ્લવવલ્લી હોંશે;
તરુ તરુ મંજરી મુકુલ પરિમલ સીંચવે રે ! રસબસ.

પરાગરાગી ભૃંગો ગુંજે,
સુરભિભક્ત મરાલો કુંજે;
સ્વરશોખી મૃગ કુંજે નયણાં વીંચવે રે ! રસબસ.

માધવ મંજુલ મેહફિલ માંડે,
જગ સંગાનથી મોહ પમાડે;
કુદરત રાસ રમાડે, હૈડાં હીંચવે રે! રસબસ.

વિશ્વ અખિલ તલ્લીન લહેરે,
દર વ્યકિત નટવેશ પહેરે;
માધવ કેરી મહેરે રસિક રસે મચે રે! રસબસ

૧૮ : એપ્રિલ : ૧૯૦૧.

## મધુમાસમહિમા

• કાફી તાલ દીપચંદ •

મુજ સહુ વાત મધુરી
 વદે છે વાસંતિક લ્હેરી-ટેક.

માધવ આજ મધુ વરસે છે,
 સૃષ્ટિ પ્રગલ્ભ ઘણેરી;
માધવમિત્ર ધનુષ્ય ધરે છે,
 વ્યાકુલ થાય છે ગોરી. મુજ

કુસુમલતા, તરુવર, પરિમલની
 છાંટે છે પિચકારી,
કુસુમ, મુકુલ નિજ ગંધ ઉડાડી
 ખેલે સ્વર્ગીય હોરી. મુજ

સમ-શીતલ સમ-ઉષ્ણ સમય આ
 સમભાવ ઉરે જોડી,
સમદર્શી સહુને બનવાના,
 બોધ કરે છે બકોરી. મુજ

નાથમિલન ઇચ્છા વરસાવે,
 માધવ મધુપદ દોરી;

આંતર ભાવ અભેદ ભણાવે,
    ભેદ ટળે, ભવ તોડી. મુજ

૧૭ માર્ચ ૧૯૦૮

## મધુકરનો મંત્ર

• કાફી •

સખા ! રસમંત્ર પઢાવી
    મધુકર! ગુરુ તું મુજ થા–ટેક.

રસ કેમ પારખ? ક્યાં શોધે તું?
    નીરસ જગત છે આ,
શી રીતે રસ ગ્રહણ કરે તું?
    સંઘર તું એ ક્યાં? સખા!

તુજ શિક્ષણ તુજ ગુંજારવમાં
    મંત્ર રહસ્ય તહાં;
સ્નેહ જહાં રસ ત્યાં શોધો ને
    ગંધ જહાં વળી ત્યાં. સખા!

## સાગરતીરે સંધ્યા

• ઝૂલણા છંદ •

લાલ સંધ્યા ગુલાલેભરી ભભકમાં,
અંબરે આ રૂપાળી વિરાજે;
જલધિજલ ઊછળે, અભ્ર ભેટી વળે,
સ્વર્ગની સુંદરીને નવાજે.

સ્મિત કરી ચતુર સંધ્યાપરી ગગનમાં,
લાલ પાંખો પસારી સરે છે;
ઉદધિનું ઉર રેલાય એ રંગમાં,
ઉછળતો નૃત્ય તાંડવ કરે છે.

ઘોર ગર્જન કરે, અટ્ટહાસો હસે,
અખિલ આ જગતને જો ગજાવે;
સ્વર્ગસંધ્યાપરી મિલનની ધૂનમાં,
એક તાને મચી જગ નચાવે.

પ્રણયના ભાવમાં ભાન સૌ ભૂલતો
ગાન ને નૃત્યમાં લીન દેખો;
વૃક્ષ પણ એહ રંગે લસિત ઝૂલતાં,
લાલ નીલાંબરે સજ્જ પેખો.

અભ્રથી આવી વરમાળ શું રોપતી
રસિક વર જલધિને રક્ત સંધ્યા!

લાલ ગૂલાલ ઊડી રહ્યા અવનિમાં,
સ્થળ સકલ લગ્નના રાગ રંગ્યા!

જીવ નિર્જીવ સૌ યુગલ વરઘોડિયાં
રતિમદનરાગની લ્હાણુ લેતાં;
લગ્નઉત્સવ વધાવી વહ્યાં વ્હાલથી,
રજની સંગે હસી તાલ દેતાં!

## ચાંદની રાત

• ઉપજાતિ •

આ શી નિશા છે ઉજળી રૂપાળી,
મનોહરા શ્વેત ધરેલ સાડી;
હશે શું ન્હાઇ ક્ષીર સાગરે એ,
કદાચ શું ચંદન આરચાએ.

બધે સ્થળે શાન્તિ રહી પ્રસારી,
કૈં મોહમંત્રે પ્રકૃતિ સુવારી;
નિદ્રામહીં આ જગ જ્યાં વિલીન
થયું, તહાં તે થઇ રંગલીન.

પ્રવાત જાગ્યો, કુમુદી હલાવી,
ચકોરી પાંખો રસમાં ઝુલાવી;
સૌ વિશ્વમાં મોહિનીમંત્ર ફૂંક્યા,
વહેતાં રતિનાં ઝરણાં જ મૂક્યાં.

નિશાપતિ જો કુમુદી નિહાળી,
રહે નિશાને અદકી ઉજાળી;
સંયોગમાં રાગ અધિક જામે,
સંયોગમાં હાસ વિકાળ પામે.

નદી સુવારે શશિને હિંચોળે,
સરોવરો ચંદ્ર ધરે છ ખોળે;

વનસ્પતિ સૌ પ્રકટે છ દીવા,
શશી ધરે શંકર ઝેર પીવા.

સમુદ્ર ઈંદુ સુતને નિહાળી,
આલિંગવા ઊર્મિ રહ્યો ઉછાળી;
ગાજી ઉઠે આદરમાન દેતો,
ખુશી ખુશી અંતરમાં રહેતો.

હસે બધું વિશ્વ વિલાસમાંહિ,
શશી કરે સૌ વશ જાદુમાંહિ;
રમે, વિરામે, વિરમી રમે ને
નિરંતરાય ક્રમ જારી છે એ.

## ચંદ્રાઅવગાહ

- હરિગીત -

આછા રૂપેરી અભ્રના કાસારમાં ફરતી ફરે,
આ શીત રાણી ચંદ્રિકા મદમસ્ત મસ્ત બની તરે;
હસતી ગભીર, હસાવતી, મચકાવતી દગ નૃત્યમાં,
એ મોહિની મલકાવતી, ગરકાવતી પ્રીતિગર્તમાં.

શ્વેતામ્બરો અંગે જલાર્દ્ર, ભીની પ્રભા શીત છાવરે,
સૌ વિશ્વ શીત સીકરે સિંચે, પીયૂષ પયમાં વાવરે;
કરી સ્નાન દિવ્ય સરોવરે ઝટકાવતી કચ કરવડે,
અમુલાં અમીના સીકર ખરતાં તારલા ટપકી પડે.

તારાજડિત નીલામ્બરે શણગાઇ ચાલે મલપતી,
એ મોહિની, કે દિવ્ય રંભા, દેખી દગ દગ તલપતી!
ધીમી ગભીર ગતિ થકી ગગને ચડે મનગુંજતી,
આરોહખેદે સ્વેદભીની અધર દાબી હીંડતી.

ઘડી ધવલ પાંખ પસારતી, કંઇ શ્રમ ઘડીક ઉતારતી,
અનિમિષ નેણાં હું ભણી નિરખી રહેતાં ઠારતી;
મિટવીણુ માંડી નેણુ, છાંટી ઇલ્મ કંઇ જાદુતણો,
નાખી મને તો નીંદરપાશે એ ગઇ ચાલી અહો!

: એપ્રિલ ૧૯૦૧, ચૈત્રીપૂનમ રાત્રિ

# શિખરિન્ અને સરિતા

• શંકરાભરણ •

ભવ્ય ગિરિશિખરને ચરણ ઢળતી અહીં
દિવ્ય સરિતા અહા ! શાન્ત સરતી ! ટેક.

પક્ષી કલરવ મૃદુલ આદરે અહીં તહીં,
રેલતી મધુર સ્વર કેરી ભરતી;
બધી સૃષ્ટિ સંગાનને કાન ધરતી (૨)
શિખર તરુ સહ લતા નૃત્ય કરતી,
બધી સૃષ્ટિ નર્તન મહીં કુદકી ફરતી. ભવ્ય.

અનિલ પરિમલ ચુમે, કુસુમકુસુમે રમે,
સરિત વિનિમય કરે સીકર અર્પી,
પાદ ગિરિરાજના ધોઇ પૂજન કરે,
કુસુમની અંજલિ કંઇક અર્પી,
અહા ! ભક્તિની ભાવના હૃદય ભરતી (૨)
ઉચ્ચ ગિરિશિખરની ભવ્ય પંક્તિ
અહા ! ભવ્ય ગંભીરતા હૃદય ભરતી. ભવ્ય.

ઇશને અધીન રહી સર્વ અર્પણ કરે,
આત્મચૈતન્ય આ વ્યક્તિ વ્યક્તિઃ

સરિત નિજ સ્નેહરસ, અનિલ પરિમલ અને
પક્ષી કલરવ મધુર, નૃત્ય વેલી;
ફૂલાં કુસુમ વૃક્ષો, ગિરિ ભવ્ય મૂર્તિ (૨)
પરમ રસ કંઈ રહે હૃદય રેલી,
પિતા! હું દઉં દીન સર્વસ્વ અર્પી! ભવ્ય.

૫ : જાન્યુઆરી : ૧૯૦૩. સિહોર

# સરિતાસ્વયંવર

• હરિગીત •

હું તાતગિરિઅંકે થકી કરવા સ્વયંવર નીકળી,
કંઇ ગાનનર્તનતાનમાં ગુલતાન નિમ્ન પથે પળી;
નહિ કાંઇ ગતિનું જ્ઞાન ન વળી ભાન પથકેરૂં મને,
હું તો અગાડી દ્રુતવિલંબિત માર્ગમાં ભૂલી વને.

બન્ધુ દશદશ શત માહરા આડા ફરી ઊભા રહ્યા,
તેને વટાવ્યા વક્ર ગતિથી, ઝાલતાં ચૂકી ગયા;
લઘુ ઉપલ ભ્રાત અનેકને તો પગ શીરે મૂકી મૂકી,
કૂદી ગઇ આવેગમાં હું તેમને રડતા મૂકી

એ તો રહ્યા પોકરતા ને નેણભર જલ સારતા,
અશ્રુભીની સાડી ચીરી, અટવાઇ મુજ જવ વારતા;
લઘુવય સહોદર સ્નેહ સહસા તજી શકે દિલથી નહિ,
જડ બાલબુદ્ધિ મુગ્ધ ભાવો સ્નિગ્ધ તે સમજે નહિ.

લાચાર થઇ નિજ કાજ સોંપ્યું તરુવરોને સાનમાં,
સંદેશ લહરી સહ કહ્યા કંઈ ગુપ્ત પર્ણોકાનમાં.
તરુઝુંડ ત્યાં આડું ફર્યું ઝાલી મને ઘેરી વળ્યું,
રોકી ઘડીભર મૂંઝવી, મુજ રોષમાં ઉર ઊછળ્યું.

રીસેભરી ઉન્મત્ત તોફાને ચડી, લડવા તડી,
કંઇ કોટિ વિટપી સાથને લઇ બાથમાં પથે પડી;

નિર્બલ બીજાં વૃક્ષો તજી મુજ કેડ ઊભાં દૂર ત્યાં,
એ તો રહ્યાં વાતો કરે મમ જોમની બીતાં બીતાં.

મમ પ્રમદ યુવા ખીલતાં જ પ્રગલ્ભ કામા હું બની,
મદમસ્ત દિલની જે રૂચિ સમજે વનસ્પતિ શું વની?
ભીની રસે હું રસાળ ઉરની શોધમાં ફરતી ફરૂં,
અહીં તહીં લળી લળી ખોળતી, ઉર ઢાળતી શ્રમને હરૂં.

પથમાં અગાડી બ્હેનડી આવી મળી મુજને બહુ,
મુજ તાતના સંદેશ લાવી સ્નેહભીના તે સહુ;
હું કાજ સાડી સુમન સુંદર ભાતવાળી મોકલી,
પાલવ ચડાવી ફેન-લેખા ધવલ બર્ફસમી વળી.

પાથેય મધુરૂં અમૃત રસનું સાથ બંધાવેલ તે
ચોગાન બેસી પાન કીધું મૃદુ મૃદુ આલાપતે;
ઓઢી નવલ વસ્ત્રો પિયરનાં નવવધુ હું તો બની,
ચાલી સ્વયંવર કાજ સહિયર સાથ દિલ અદ્વૈતથી;

સર્વાંગ ફૂલી બનીઠની, ઉર ઊર્મિ હર્ષે કંઇ ઢળે,
પ્રિય નાથભાવિમિલનના મન મુગ્ધ ભાવો ઊછળે.
લજવાઇ મોદાને ઘડી ધીમી ગતિ ધારણ કરૂં,
દસ વીસ પાજે છૂપતી સંતાઇકુકડી હું રમું.

સુરગંગમાળા કંઠમાં ધારણ કરી ઉછરંગમાં,
સંધ્યાતણું કુમકુમ લગાડયું માંગલિક પ્રસંગમાં,
ચંદા ચુંટી ચંદ્રક બનાવ્યો વીચિ વર્તુલ હારમાં,
તારકતણાં મુક્તાફળો લઇ પોરવ્યાં વરમાળમાં;

વેરેલ જહીં તહીં આભમાં ઉડુ કુડ્મલોને વીણુતી,
ચાલી હું લચતી અહીં તહીં સંકેતપથમાં ખીણુથી.

ઉર પૂર ઉર્મિ ઊછળે, પદવેગથી પથમાં વળે,
નૂપુર ત્યાં તો ઝણુઝણે, પ્રેક્ષક સુણી આવી મળે.
સૌ અપટુ ગ્રામ સમૂહ તો બહુ નિકટ આવી નીરખે,
ધનવાન નગરો માનમહતાં દૂરથી દૃષ્ટિ કરે.

દૃગ ઢારતા ઢઠમાંહીથી શરમાતી શરમાતી બહુ
હું તો વધું આગળ અધોદૃષ્ટિ ધરી જ્યમ નવવધુ.
મન મનન કરતાં નાથનું તન તનમનાટ રહે મચી,
આતુર ને દ્રવતે પદે એકાન્ત સ્થલ આવી લચી.

ત્યાં સાંભળું મુજ કાન્તને એકાન્ત અનહદ નાદતો,
મુજ નાથ દેખું બાથ ભરવા હાથ કંઇ લંબાવતો;
દોડી જવાયું કંઇ અજાણ્યું દેખી એ દિલદારને,
વરમાળ ઉરરસસહ સમર્પી રસિક પ્રાણાધારને.

૨૦ : ૭ : ૧૯૧૨

## વર્ષાવિહાર

• હરિગીત •

આદિત્યમંડળ કુળમાં અવતાર મારો ઊજળો,
જલદેહદાતા તો પિતા પર્જન્ય દેવ સમુજ્જ્વળો,
ધાત્રી ધરિત્રી મુજને નિજ ઉરનું પય પાઈને
અવકાશને આંગણ ઉછેરે પવન કેરે પારણે.

હું અરસરા ગગનાંગણે વાયુજવા અશ્વો સજી,
સ્વારી કરી દોડું, રમું બાલીશ શરતો તો હજી;
હયખુર ઉડાડે ધુલિ ને ધૂમધૂસર હું બનું,
આછાં અને ઉજળાં વસન સૌ મલિન થાતાં તો રહું.

રડતી મને નિરખી જનેતા થાય આકુળ કારમી,
મુજ નેણજલ જાણે અમૂલાં તેમ લૂછે તે સમી;
નિજ અંક સુવારી, કરી છાની, ચુમે મમ ગાલને,
વાત્સલ્યભર માતા કદિ રડવા ન દે નિજ બાળને.

પાછી હું તો આદિત્ય દાદા દેખતાં દોડી ચડું,
દાઢીતણા લાંબા સુનેરી વાળને વળગી પડું;
તેડી, ચુમી, મુજને ચડાવે મરુતઘોડા પર વળી,
મૂકું લગામ છુટી વિશાળા વ્યોમવાડે નીકળી.

ત્યાં વ્યોમમાં ચોમેર ઘૂમું શ્યામળી સાડી ધરી,
ઘોડા કુદાવંતાં પડે સહુ તારલા ટપકી ખરી;

મસ્તાન ઘોડો મરુત મારો હાથ મારે નવ રહે,
ખુંખારતો હુંકારતો ઉછળી અહીં તહીં આથડે.

છૂટયે લગામ મરુત નાસે, આફળે ગિરિશ્રંગમાં,
ઉન્મુખ પાષાણે પડી પડી રુદન હું કરૂં રાનમાં;
માતા મને લઇ ઘેર તેડે સલિલ મારગ દોરતી,
મૂકી સરોવર ચોકમાં આપી રમકડાં ને જતી.

ચાતક ટગાવું, ત્યાં નચાવું મોરલા, મુજ રમકડાં,
મકલાવું ભૃંગો ને મરાલો, કિલકિલાવું પંખિડાં;
ઓઢું ગુલાબી ઓઢણી, કદિ ધવલ વસનો પણ ધરૂં,
સાંજે સુનેરી શાલ તારાજડિત પણ ધારણ કરૂં.

ધીમે ધીમે થઇ હૃષ્ટપુષ્ટ વળી ચડું મુજ ઘોડલે,
ને ઇંદ્રચાપ ચડાવું, વિદ્યુત્ખડગ રાખું જોડલે;
ત્યાં ધુમ્ર ધુમ્મસ રાક્ષસો આડા ફરે ઘેરીવળી,
હય મરુત આંધે મંત્રજાળે, માતથી કરી વેગળી.

માડી મને દીઠા વિના મૂંઝાય ને અકળાય છે,
હું પણ બરાડા પાડતી રહું, રાક્ષસો મકલાય છે;
પિતૃવ્ય મારા પુષ્કરાદિકની મદદ માગી મળે,
ગગડાટ તોપો તે વછોડી ધુમ્રની પૂંઠે પળે.

વિદ્યુતતણી મુજ ખડગજોડી ચમચમાવું જંગમાં,
એ ધુમ્ર ધુમ્મસ ઘર્મ્યાં સર્વે રાક્ષસોનાં અંગમાં,
જયવંત થઇ આવી મળું, મુજ માતના પગમાં પડું,
સાષ્ટાંગ પડતી જોઇને ચુમતી કરી મુખ રાંકડું.

'બાપુ! તને તો રાક્ષસે પજવી'–કહી કહી હેતથી,
હૈયે લઇ લઇ ચાંપતી વાત્સલ્યઘેલી મે ?

વળી માતરિશ્વા અશ્વ જોડી ધવલ રથમાં સંચરૂં,
કદિ ધુમ્રના ભૂરા વિમાને ગગનપથમાં પરવરૂં.

કદિ વ્યોમસર પાંખો ગુલાલ પસારતી હું તો તરૂં,
કંઈ શ્વેત, શ્યામ, ગુલાબી ચિત્રવિચિત્ર રૂપો હું ધરૂં;
એમું ધવલ જલચોકમાં કુંડલ કરી સહચંદ્રિકા,
સેવેં સ્ફટિકની પોરવું આડી ધરી જલજવનિકા.

ચંદાતણા ઓળી રૂપેરી વાળ સેવેં સેંથવું,
સેવેં વધેલી લલિત વલ્લિ કંઠ લટકાવી દઉં;
દાદાતણી દાઢીતણા ઓળી સમારૂં વાળને,
પછી પીરસું પરિમલફળો મરકતતણા ધરી થાળને.

આવાસ ઉન્નતથી નિહાળું માત હસતી મુજ ભણી,
દાદાતણે ખોળે ચડી જોઇ મને રાજી ઘણી;
મરકતધજાઓ મા હલાવી સાનથી સમજાવતી,
નિજ દીર્ઘ ગિરિકરને ઇસારે આવવા લલચાવતી,

મુખ ઢાંકતી ઘુમટાવડે નિજ નીલ સાડીપાલવે,
લજ્જાવતી લલના જ સાસરવાસમાં વડિલો કને;
માડી અને વળી તેડવા કેડે સમારંભો કરે,
ખેડી સમારી મેદિની વેદી કૃપિવલ આદરે.

એ પ્રેમના આદર નિહાળી આકળી અધિરી બનું,
પર્જન્યપાંખે વેગથી હું માતને આવી મળું;
ખોળે ધરી, ચુંબન કરી, આંજે અજબ કંઈ ઘેન, ને
પંપાળીને પોઢાડતાં મસ્તી બધી મારી શમે.

# કોળિયાકગમન

• વસંતતિલકા •

દારૂણ ગ્રીષ્મ તપતાં ભડકા ઉઠે છે,
આ ઉષ્ણરશ્મિ કિરણો અતિ ઉગ્ર ફે કે:
આ વાયરો અધિક આતપ તાપ ફૂકે,
નિશ્વાસ ચેતન અચેતન સર્વ મૂકે.

પ્રાણી, વનસ્પતિ મુંઝાય અક્ષય ધામે,
શાન્તિ ચહે, પણ જડે નહિ કોઇ ઠામે;
પક્ષી છુપાય તરુ, છાજલી, છાપરામાં,
ત્યાં યે તપે, વળી ઉડે બળતી હવામા.

ક્યાં ઉષ્ણ ઝાળ! કુમળી મૃદુ પાંખડી ક્યા!
જો-પાંખ ખાખ! તફડે! મૃતપંખિડા હા!
આ જો ભમે, ટળવળે મૃગલાં બિચારાં,
આ ઝાંઝવાં તૃષિતને દમતાં ઠગારાં.

દોડે અહીં તહીં, નિરાશ બને છ ભોળાં,
ને જો પડે, અરર! ક્રૂર બને ઉનાળા!
શીળી ક્યહાં લહરીઓ શીતકાળ કેરી?
નાસે ખરે મૃદુલ તો, જહીં ઉગ્ર વેરી;

હા ! ત્યાં રમો છ ! દરિયો ઘુઘવો છ છૂપી !
હા ! ઠીક, સ્નિગ્ધ રસ શીતલતાની મૈત્રીઃ
હું યે રસિક રમવા તમસાથ આવું,
હું યે શિળી રસિલી મૈત્રી–મઝા મચાવું.

૧૯ : એપ્રિલ : ૧૯૦૩

# તળાજાની ટેકરીમાં પ્રભાત

• હરિગીત •

ગિરિ વૃદ્ધ નદપર્યંક પાસે શ્યામ ઓઢી શાલને,
પંપાળતો બેઠો પ્રભાતીના સુરેશમ વાળને;
પોઢી પ્રભાત તરુણુ નિરખું નદબિછાને નીંદમાં.
ઉપકંઠતરુ પર્યંક માથે છત્ર ધરી ઊભાં ખડાં.

કંઈ ઘોર નીંદર નાસિકાથી નાદ કરતી સાંભળું,
સંગીત જળખખળાટ સરખું દિવ્ય જાણે જામતું;
એ ગાન કેરૂં તાન વધતાં પંખિડાં જાગી જતાં,
સહિયર પ્રભાતીને મીઠા કંઇ સાદ કરવા લાગતાં.

ઊઠી પ્રભાતી આંખ ચોળી, અદ્રિઅંકે ગઇ ચડી,
ગહ્વર તણી સોડે લપાઇ શાલ ભીતર શામળી;
પવને સમાર્યું આંગણું, પર્યંક ખંખેર્યો વળી,
બાલાર્ક રંગોળી દઠાવી રંગ પૂરે જાળવી.

મરકતતણાં ચામર મનોહર મંદ લ્હેર હલાવતી,
ફૂલડાં સમા હીરા ધવલ ને લાલ પડતા ત્યાં ખરી;
ગિરિએ ગૃહસ્થી ધર્મથી સત્કાર કીધો સ્નેહથી,
આતિથ્ય સેવા એ બજાવા લાગતો કંઇ હેતથી.

દીધો ઉતારો ભવ્ય એભલ-ગહ્વરે એકાન્ત ને,
પરિચારિકા સોંપી પ્રભાતી સુશ્રુષા કરવા મને;

પરિચારિકા પરિચય થતાં બની બહેન મારી લાડકી,
તે ખેલતી ગહ્‌વર અનેકે ખેલ-સંતાકૂકડી.

નરસિંહ મહેતાની નિશાળે બેઉ સંઘાતે ગયાં,
કંઈ પાઠ ભક્તિભાવનાં ને જ્ઞાનઘાટ તણા ભણ્યાં;
અભ્યાસથી ઊઠી પ્રભાતી, સાથ હું ઊભો થયો,
છોડાવી કરથી કર પ્રભાતી દોડતી ચાલી અપો.

એ નાસતી છુપતી પ્રભાતી શોધતો હું તો ફરૂં,
અકેક ગૂહગુફા મહીં પગલે પ્રભાતીને પશું;
એ રમ્ય ક્રીડનમાં અકારણ લાલ મુખ રીસે કરી,
ચાલી પ્રભાતી ગઈ જ તરછોડી મને કંઈ કારમી!

ગિરિરાજ કાળી શાલ કાઢી તેજજલમાં ન્હાઈને,
કાન્તિ કનકમય ધરી ધ્યાને શાન્ત સ્વસ્થ જણાય છે;
ધ્યાનસ્થ અદ્રિરાજને પ્રણમી પ્રદક્ષિણ મેં કરી,
લીધી વિદાય, પ્રભાત વદપિ નવ વળાવા નીસરી.

## અમારો આવાસ

• ગઝલ •

જહાં મેદાન આનંદે પડયું વિસ્તીર્ણ બેપરવા,
કુરંગો જ્યાં રમે કૂદે, તહાં આવાસ મારો છે.

પહાડો જ્યાં ઝઝૂમે છે, ઉંચાઇ વ્યોમ ચૂમે છે,
જહાં ભવ્યત્વ ઘૂમે છે, તહાં આવાસ મારો છે.

જહાં કલ્લોલ મીઠો છે, જહાં આનંદ દીઠો છે,
જહાં હૈયાં રહે ખુલ્લાં, તહાં આવાસ મારો છે.

જહાં મીઠાં ઝરે ઝરણું, પ્રીતિ પાઠો પઢે પરણ્યું,
અનાહત નાદ જ્યાં નમણા, તહાં આવાસ મારો છે.

જહાં ગેબી ફરે ગોળો, વિભુ વૈરાટ જ્યાં પહોળા,
પ્રભુ જ્યાં પાથરે ખોળા, તહાં આવાસ મારો છે.

જહાં બાળો ભમે ભોળાં, પ્રભુ ગોવાળનાં ટોળાં,
હૃદય ઝૂલા જહાં ઝૂલ્યા, તહાં આવાસ મારો છે.

મળે જ્યાં ઓલિયાટોળી, ખલકની ખાક જ્યાં ચોળી,
બધી દુનિયાં જહાં ભોળી, તહાં આવાસ મારો છે.

જહાં સંસાર છે સૂતો, અલખનાં જાગતાં ભૂતો,
અભેદાનંદ જ્યાં સૂતો, તહાં આવાસ મારો છે.

૮ : ૨ : ૧૯૧૦

# દિલદાર—દર્શન

• શિખરણિની •

બેઠો ઠંડા કુંજમાં એકદા હું,
વાતો મીઠો મંદ ગંભીર વાયુ;
પાસે ઊંચા પ્હાડમાંથી વહેતાં,
તરલ ઝરણાં નૃત્યના તાલ દેતાં.

ઊર્મિમાલા લોટતાં શ્વેત શીણો,
પૂરી દેતાં પ્હાડની સર્વ ખીણો;
હાળે હાળે એ ધસંતાં ધસંતાં,
ખડક ખડકે આવી આવી ઘસાતાં.

નાના મોટા સ્રોતનો સંગ જામે,
કાસારે સૌ શાંત થાતા વિરામે;
સામે કાંઠે વક્ર જાડો ઝરો ધી,
વળી કંઇ છૂપી નીકળે-એમ જ્હેતો કૈં.

ત્યાં ઝાડીમાં પ્રૌઢ વૃક્ષો ઝઝૂમે,
વલ્લિકાઓ ભેટતી સ્નિગ્ધ ચૂમે;
પુષ્પો ખીલ્યાં રંગબેરંગ રૂડાં,
મુજ નયન તો દેખતાં ને ફસાણાં !

વૃક્ષો માથે પક્ષીના ભિન્ન ભિન્ન,
મીઠા ઘેરા નાદ સુણી હું લીન;

સાથે શાખા સૌ નમી નૃત્ય માંડે,
પર્ણ-નયનો પ્રેમ પૂરે કટાક્ષે

વાયુ વીંધીને ઘટા આવતો ત્યાં,
કેવું મીઠું ગાન તો જામતું ત્યાં;
ત્યારે પર્ણો નાચતા સાથ તેની,
અરસપરસે રાચતાં બાથ ભીડી.

ભૃંગો ત્યાં ગુંજારતા કૈં ગભીરૂં,
ચૂમી પુષ્પોનું અમી કૈં મધુરૂં;
હંસો આવી રંગમાં નાચતાં ને,
મૃદુલ કમળો સંગમાં શાસતાં તે.

વારિ ગાતું ખુબ ગભીર નાદે,
રૂડા મત્સ્યો નાચતાં નીર માંહે,
સૃષ્ટિ કેરૂં ગાન સૂણી અનેરૂં,
હરખી હરણાં નાચતા શું મધુરૂં!

સર્વે સૃષ્ટિ ગાન ને નૃત્યવાળી,
આંહીં દેખું મોહકારી રૂપાળી!
લીલા નૈસર્ગી મચેલી બધામાં,
નિરખી નિરખી મગ્ન થાઉં મજામાં.

એવામાં મે દૂર દૃષ્ટિ વધારી,
નીહાળું કે–અપ્સરાઓ પધારી;
ત્યારે તો એ દિવ્ય ઉદ્યાન માન્યું,
વનપરિતણું નૃત્યનું સ્થાન જાણ્યું.

સૃષ્ટિ ગાતી નાચતી – સર્વ તેનો
જાણ્યો હેતુઃ-સંગ તે અપ્સરાનો;
માશ એ ચિત્તાર્ણવે ગાન ચાલ્યું,
તર્ક વીચિએ નાચવા ખુબ માંડયું :

'પીજા પ્યાલો પ્રેમ-પીયૂષ કેરો,
શાન્તિ-નીશો આવશે હા ઘણેરો;
થાશે નિદ્રા દિવ્ય સુખોની તારે,
લહેર પરમાનંદ કેરી વધારે!'

જામે ત્યાં તો નૃત્ય સંગીત સાથે,
થાતા દેખું હાવભાવો છટાએ;
નાચી લેતાં કૂદતી ગોળ કોડે,
મૃદુ અવયવો રમ્યતાથી મરોડે.

બેઠો છું જે કુંજ તે તખ્ત જાણું,
વૃક્ષો ડાળો ચામરો એમ માનું;
સર્વે વસ્તુ ઇન્દ્રઆગાર જેવી,
વિમલ જલ તે કાચની ફર્સબંદી.

વૃક્ષો વેલો દેવ દેવાંગનાઓ,
પક્ષી પ્રાણી કૈક કે દિવ્ય દેહો;
લીલી ભૂમિ તે રૂપાળું બિછાનું,
ગગનતલને શોભતું છત્ર માનું.

ધીમે ધીમે અપ્સરાઓ પધારી,
લીલા બિછાના પરે નૃત્ય જારી;

મીઠું મીઠું કુંમળું ગાન ગાતી,
નર્તન તથા ગાનની જૂડ જામી.

સૌ દેવીમાં એક મૂર્તિ મધુરી,
વિધાતાએ ચાતુરી વાપરેલી;
કુંજે હુંને નીરખી ગુપ્ત તાકી,
નયન કર્ણોને ગતિ એક આપી

ડાબે હાથે આલી કાળી લટોને
ઊડે છે જે આખ આડી કપોલે;
તાકી તે અર્ધાંગ રૂડું નમાવી,
ચિબુક પકડી હાથની તર્જનીથી.

નેણે નેણે સ્વાગતોચ્ચાર કીધો,
જીહ્વાએ તો જાડ્યનો જામ પીધો;
કૈં કૈં આડું ઘેરતું તો ગતિને,
તદપિ ઉરની પ્રેરણા તો મતિને.

ત્યાં તે મૂર્તિ સર્વ સાથે સિધાવી,
જાણું:-હૈયું હોય લેતું વિદાઈ,
સૌ તે જતાં જ્યાં રૂડો આમ્ર શીત,
ગતિ લચકતી જોઉં જોઉં ચકીત!

આંબાનાં સૌ પર્ણ વાયુથી કમ્પે,
પંખો નાખે તારૂણીને તરુ યે;
સર્વે શાખા સ્વાગતા કહે નમીને,
મમ હૃદયની તંત્રી એ ભાવ ઝીલે

સર્વે પેલા આમ્ર નીચે વિરાજી,
રૂપાળું શું અર્ધવર્તુલ પૂરી;
વસ્ત્રો જાણે સપ્તરંગી કલાપ,
ચુતતરુઘટામેઘમાં ઇન્દ્રચાપ !

બેઠી ત્યાં તો નૃત્યખેદે ઘયેલાં,
મુખારવિન્દે સ્વેદબિન્દુ રહેલાં;
વાયુ ગ્લાનિ ટાળતો તે સુકાવે,
મધુર મુરતીની દયા સ્હેજ આવે.

થોડી વારે થઈ ઉભી સર્વ સાથે,
શું તે મારી શાન્તિને ટાળવાને ?
ચિત્તે મૂક્યા કૈં અનગણ્યા નિસાસા,
અગમ ગતિ મેં ભોગવી એટલામાં.

મૂકી ચાલી તે સખીસ્કંધ હાથ,
હૈયા કેરા સૌ જતા ભાવ સાથ;
હું સામે અંગુલી ને દ્દષ્ટિપાત,
સહિયરતણા કર્ણમાં ગુપ્ત વાત.

ધીરે ધીરે દૂર જાતી નિહાળી,
ઝાંખી ઝાંખી તો ય મેં દૂર ભાળી;
દૃષ્ટિ દોરી હું રહ્યો દીન તાકી,
અહહ ! થઈ ગઈ અદૃશ્ય હા ! ! !

મૂર્છામાં હું પડ્યો ત્યાં તો, ભાન સર્વ ઉડી ગયું,
ઇન્દ્રિયો શૂન્ય થઇ સર્વે, ગાત્ર જ્હેરૂં બની ગયું.

# હરિણબાલ

• હરિણી વૃત્ત •

કુદ કુદ સખા! સ્વેચ્છાએ તું અરે મૃગ બાલુડા!
રમ રમ ભલા! નિશ્ચિંતે તું ગમે મન કાલુડા!
જવ લગી તને ભીતિ કેરૂં થયું નથી ભાન કૈં,
તવ લગી ય તું ખેલી લે ને પછી ન રમાય કૈં.

મંદાક્રાન્તા ]

ધીમે ધીમે ભયતણું તને ભાન થાશે પછી તો,
મેલી સર્વે રમતગમતો નાસવાનું પછી તો;
માતા હુંને સઉ ભય થકી પાળશે એમ જાણી,
છૂપાવાનું નિજ જનનીના અંકમાં આંખ વીંચી.

એવું તો યે સમજ તું સખા સારી એ તો અવસ્થા,
એનાથી યે અનુભવું અહીં દુર્દશા ને નિરાશા;
એવા તો આ વનમહીં ભમે લુબ્ધકો ત્રાસ દેતા,
ગાઇ રૂડું મધુર રસિલું ભોળવી જીવ લેતા!

અનુષ્ટુપ ]

ત્યાં શકે કોઇ ના રક્ષી મોહમાંહી ફસ્યા પછી,
સાચવી સાચવી રહેવું વિશ્વમાંહીં વસ્યા પછી.

હરિણીપ્લુત ]

નહિ નહિ ગમે સ્વેચ્છાચારી તને કંઇ બંધન,
નહિ નહિ ગમે ચિન્તા કાંઇ તને પ્રિય બાંધવ;
ઝળક ઝળકે તારી આંખે અદોષ તણી દ્યુતિ,
ખળક ખળકે ભીતિવારિ, ગમે કયમ એ ગતિ ?

અનુષ્ટુપ ]

એ અવસ્થા ગમે શાની ચિન્તા ને દુઃખથી ભરી ?
હાય શે ભોગવું એવી ? કલેષ પામું સ્મરી સ્મરી.

વસંતતિલકા ]

લે હું ય આવું વિસરી ભય દુઃખ ચિન્તા.
જે જિંદગીપથ વિષે સુજને નડેલાં,
તું સાથ નિત્ય રમવા, સહ નિત્ય રહેવા,
આનંદમાં રમતમાં સુખ શાન્તિ લેવા.

હા મેં ય બાલપણમાં સ્થિતિ ભોગવી એ
નિશ્ચિંત ને રમતગમ્મત શાન્તિ માંહે.
લે ચાલ ત્યાર જઇએ રહીએ હવે ત્યાં,
જ્યાં સૃષ્ટિ બાલ તદનંતર ના સ્થિતિ જ્યાં.

૧૧ : મે : ૧૮૬૬

# બાલા – પરીને !

• ઉપજાતિ •

અહો ! મધુરી મૃદુ બાલકી ! તું,
અહો શીળી સ્નિગ્ધ લતા નકી તું;
તું અપ્સરા દિવ્ય લઘુ રૂપાળી,
તું ચેતના મૂર્તિમતી રસાળી.

તારા ગુલાબી કરપલ્લવે તું,
સંસારઘાના વ્રણ રૂઝવે તું;
હા ! કુંકુમા પાદ શીળા નચાવી
ઉરે કટુતા ઉરની પચાવી.

નચાવ બાલે ! મૃદુપાદ તારા,
મચાવ હૈયે મૃદુતા અમારા;
હજી હજી ફેરવ અંગ અંગે,
અમીભર્યા ભવ્યકરો ઉમંગે.

ચમેલી શી સ્નિગ્ધ કળી સુંવાળી !
અમી ઝરે નેન મીઠું રૂપાળી !
સુગંધ સંસાર મહીં તું મારે,
સુધા મધુ તું ભવસિન્ધુ ખારે

લલાટ ઝુલ્ફાં ઝુલતાં નિહાળું,
દેવી હિંચોળે ચડી સ્વર્ગ ભાળું;

તારૂં મીઠું હાસ્ય જ નાદબ્રહ્મ,
અવ્યક્ત વાણી પણ શબ્દબ્રહ્મ.

શું ઇશ્વરી શક્તિ ? શું કે પરી તું ?
કે દિવ્ય માધુર્યનું તત્ત્વ છે શું ?
હશે ! ગમે તે તું ભલે ભલે હો !
મારૂં મધુ, ચેતન, દિવ્ય તું છો !

૩૧ : મે : ૧૯૦૬, મોટી ચીખલી

# માતા—મરણ

• રાગ દેશ •

વ્હાલી પ્રેમી માત ગઈ હા! લાડ લડાવતી રે. ટેક૦
મધુર મનોહર કોમળ ગીતે
જગાડતી નીંદરથી પ્રીતે,
હું બાળકને નિત્યે હસી રમાડતી રે. વ્હાલી.
કર પલ્લવ તેડી સુખ પામે,
મધુર દગે નિરખી રહે સામે,
ચૂમી લઇ લઇ આનંદે મુખ મલકાવતી રે. વ્હાલી.
લઇ અંકે પય-અમૃત પાતી,
પય પીતો દેખી હરખાતી,
હેત થકી લઈ છાતી સાથે ચાંપતી રે. વ્હાલી.
રૂડાં રમકડાં નાજુક આપી,
સાચવીને બેસારી જાતી
ઘરકામે, પણ મન તો મુજમાં રાખતી રે. વ્હાલી.
રડું તો કાજ તજીને ધાતી,
આકુલવ્યાકુલ મનમાં થાતી,
ખમા ખમા કહી રડતો છાનો રાખતી રે. વ્હાલી.
મનહર ગીતોને લલકારી,
પારણીએ હીંચોળે માડી,
હું નિદ્રાધીન નિરખી નયણાં ઠારતી રે. વ્હાલી.

૧૨ : સપ્ટેમ્બર : ૧૮૯૭

## સંતત સ્મરણ

• વસંતતિલકા •

રાત્રિ ગઇ, દિન જતા પણ એક એક.
વર્ષો જશે વહી અગાધ અનંતતામાં;
વ્હાલી ! વહી ગઇ તું એહ અગમ્ય માર્ગે,
તારી સ્મૃતિ પણ નિરંતર છેક તાજી.

એ પ્રૌઢ ભાવભર આકૃતિ સાંભરે છે,
હૈયે વિરાટહૃદયા ! છવિ આ તરે છે;
નેણે નિરંતર તું દર્શનની ખુમારી,
તારા અનાહત સદા ભણકાર કર્ણે.

પ્રેમાળ નેત્ર તણી અમૃત મિષ્ટ ધાર,
વાણીતણા મૃદુલ વર્ષણના ફુવારા;
ઉલ્લાસતા હૃદયસાગરના ઉછાળા,
આવે બધા તવ સખી ! મધુરા રસાળા.

રાણી, સુશીલ, ગૃહિણી, ગૃહમંત્રિણી તું,
રાણી રસાળ મમ આતમતંત્રની તું;
જીવીત આશ, દિલની અધિદેવતા તું,
વિશ્રામ તું હૃદયની, મમ સર્વ તે તું.

તું હા ગઇ ! ગૃહ લુંટાઇ ગયું જ મારૂં,
તું હા ! જતાં જ રસ આતમનો સુકાયો;

જીવીત જીર્ણ, દિલદાહ સખી સુકાણો,
સર્વસ્વ નષ્ટ નમણી હૃદયા! જતાં તું.

પત્નીત્વ નષ્ટ પૃથિવીપડમાં મને છે,
માતૃત્વ નષ્ટ મમ બાલકને મહીમાં;
તું સારસી રસિલી સ્વર્ગ સિધાવતાં તો,
સંસાર શૂન્ય સઘળો રસહીન ભાસે

તારો અખંડ સહવાસ સુધા સમાન,
હૈયે અભેદ રસ શીતલ સીંચતો કેઃ
તારા દિલેદિલ ગુંથેલ હું અંગઅંગે,
ને અર્ધનાર નટ ઇશ્વર તુજ સંગે!

તે આ હવે અવનિમાં વિષપાન ઘોળું,
ને આ હવે તરફડું બળતી ચિતામાં;
હા! એકલો રડવડું રણમા વિના તું,
તારા વિના નવ ગમે સહચાર બીજો.

બને ય બાળક હતાં પ્રણયે તથાપિ,
સ્નેહે સુબદ્ધ સલુણી! ઉર સાંકળેલાં;
દષ્ટિ થકી દૂર જરા પણ ના ખમાતું,
તે સાંભરે સમય તો તજી કેમ જા તું?

ત્રિસપ્ત વત્સર વહ્યાં પલ એક જેમાં,
કંઇ ભોગ રોગ મહીં, કંઇક વિયોગયોગે;
તે સર્વ કાલ તુ સખી! મમ ધ્યેયવ્યક્તિ.
એ સ્વપ્ન, એ સુખસમાધિ ગઇ વછૂટી!

અભ્યાસજીવન તું સાથ રહી ગુજાર્યું,
ઉલ્લાસથી ઉર સુવાસિત નિત્ય મારૂં;
તું શારદા સહ વિશારદ બુદ્ધિવાળી,
શાળાતણું સફળ જીવન ભાગ્યશાળી.

વિદ્યા હવે વિમુખ વ્હાલી વિદાય થાતાં,
વાણીવિનોદ તણી વાત કશી તું જાતાં ?
સાહિત્યસાર સહુ શુષ્ક અસાર ભાસે,
નિષ્ઠુર ઉર દિલદાર ! દિદારપ્યાસે.

તીર્થાટનો સખી ! તું સાથ અનેક કીધાં,
અદ્વૈત ભાવ સહ તીર્થપીયૂષ પીધાં;
દેહે દ્વિધા, પણ પુનિત બન્યાં અભેદે,
એ ભાવ, એ અનુભવો સખી ! સાંભરે છે ?

હા ! સાંભરે સખી ! કશાં વચનો વદેલાં
દેખી સમુદ્ર સહ સંગમતી ત્રિવેણી ?
તે તો હજી સહવહે, સહવીહરે છે,
વ્હાલી ! વહી ગઇ તજી કયમ તું એકેલી ?

સંગે રહી પ્રણયરંગ સદા ચડાવ્યો,
ને વિપ્રયોગ સમયે ઉલટો વધાર્યો;
તે સર્વકાલ સમ સન્નિધિભાવ તારો,
આ દીર્ઘ તો વિરહ છે સહવો અકારો.

તું સંગ રંગ, સુખ, મોજ, ઉજાસ, શાંતિ,
એ સ્વર્ગ સત્ત્વ સહુ નષ્ટ જતાં તું વ્હાલી !

ઉલ્લાસ સૃષ્ટિ પ્રલયે રસળે હવે તો,
હા ! શૂન્ય આ વિરહ અંધ અનંતતાનો !

ઊભી દરેક પલ સંતત તું સ્મૃતિમાં,
નિદ્રામહીં, સખી ! અનિદ્ર વળી સ્થિતિમાં;
તારી રહી સ્મૃતિ છવાઇ દરેક ચર્યા,
સાયુજ્ય ભાવ તવ ના વિસરે વિસર્યા !

એ યોગભ્રષ્ટ થઇને ભવમાં ભુલેલો,
આ હું હવે ભ્રમણમાં ભટકું એકેલો;
ઉદ્ધારરાહ સખી ! આ ઉર તો ચહે છે,
તું વાટ સ્વર્ગસદને મુજ માટ જોજે.

## પુનર્મેળાપ*

• વસંતતિલકા •

' હે નાથ! કાં નવ ધરો મુજ વાત કાને?
હું રાંકને પરહરો વણ વાંક શાને?
ના મેં જરાય દિલ આપતણું દુભાવ્યું,
ને વેદવાક્ય ગણી વેણ સદા વધાવ્યું.

કોના કંઇ કથનથી કયમ કંથ! કોપો?
ઉદ્વાહધર્મ વિસરી પતિધર્મ લોપો;
પાણિ ગ્રહ્યો, ફરજ પાળવી પોષવાની,
સોંપી ચુકી હ્રદય હું, ન હવે જવાની. '

' જાણું જરૂર નવ વાંક કશો ય તારો,
છે કર્મદોષ મુજ જન્મથકી જ મારો;
માતાપિતા તણું નથી સુખ મેં દીઠેલું,
બાલત્વથી જ પરતંત્રપણું લખેલું!

બ્હેની અને જનની તુલ્ય વડીલ ફૈબા,
ઇચ્છા વડીલ તણી તો અનુલંઘનીયા;
હા! પૂર્વ વૈર તુજશું નિરમ્યું હશે કૈં
થાતાં લગી અદીઠ તું નહિ જંપશે કૈં!

*મારા એક પિછાણવાળા ભાઇના સંબંધમાં બનેલી વાસ્તવિક હકિકત.

તારે મિષે વડીલ નિત્ય મને સતાવે,
ને નિત્ય ક્લેષ મુજને મનમાં કરાવે,
થાકયો હવે સુણીસુણી કટુ વેણવાણી
થા તું વિદાય મુજ દુઃખની દાઝ જાણી.'

'હું બાળકી ગરીબનું દિલ બાળનારાં,
હા ! પાપનાં ફળ જ ભોગવશે નઠારાં;
બા, બાપુ હોત યદિ જૂલમ હોત શાનો ?
વાત્સલ્યલ્હાણુ તણી આશ હવે શી માનું ?

ફોઈબા તથા ભગિની હાશ રહો સુખેથી,
ના વાંક કાંઈ વહુના ગણવા હવેથી;
સ્વામી ! સદાય મુજને વિસરી રહેજો,
જાઉં જમીન કહિં સંઘરશે મને જો.

હું આપનાં વડીલની મરજી ઉઠાવી,
આ જાઉં ક્લેષ ઘરનો સઘળો શમાવી;
પાનાં પડયાં વિષમ જ્યાં પરતંત્રતાનાં,
છે દોહ્યલાં હૃદયમાં સહવાં સદાનાં.'

'છે જ્યાં લગી વય હજી લઘુ આપણી ને
છે જ્યાં લગી પરવશી વળગી નસીબે;
પ્રારબ્ધ ભોગવણુ થાય કદી ન છૂટાં'
એ શબ્દ સાથ રડતાં પડતાં વિખૂટાં,

રાત્રિ ગઈ, દિન ગયા પણ એક એક,
ને દંપતી પડી ગયાં વિખૂટાં જ છેક;

ઇચ્છા વડીલ તણીને વશ થઇ રહેતો,
બાળો સદા પતિ પરાધીનતા સહેતો.

વીત્યાં બહિષ્કરણને દશબાર વર્ષ,
દીધો વિવાહ ફરી ભ્રાતૃજને સહર્ષ;
આણી બીજી નવવધૂ મનમાનતી ને,
ફૈબા તથા ભગિની મગ્ન થયાં અતીશે.

જાણ્યું હવે વરવધૂ વશ તો રહેશે,
આજ્ઞા સદા નવવધૂ ઝડપી વહેશે;
ધાર્યું હવે ઉતરશે સહુ પાર જાણી,
ફૈબા ફુલાય મન જેમ કરી કમાણી

વર્ષો જતાં યુવક તો પગભેર થૈ ને,
જુદો થયો તુરત ઉદ્યમ કૈં ગ્રહીને;
સંસારમાં નવવધૂ સહ તો ઝુકાવ્યું,
ને એક બાળ પણ પ્રાપ્ત થયું મજાનું.

જૂની વધૂ સ્મૃતિપથે પણ ક્યાંથી આવે ?
છે દૂર જે નજરથી ઉર શે વસે તે ?
પૂર્વસ્મૃતિ સમય સર્વ ભુંસાડી દેતો,
વીતી રહ્યો ત્યજિત સાથ વિયોગ સ્હેતો.

ક્યાં એ ગઈ ? વિરહવાસ કહીં વસી તે ?
દે કોણ આશ્રય અનાથ બની સખીને ?
સર્વે તિરસ્કૃત થકી ખસી દૂર ભાગે,
ત્યાગેલને શરમ સંઘરતાં જ લાગે.

જાણ્યું જહાં પતિવિવાહ થયો ફરીને,
તો યે ન લેશ અમુઝા દિલમાં ધરીને,
તેણે લખ્યું પ્રણયથી નિજનાથ માથે,
માર્મિક પત્ર અભિનંદનવાક્ય સાથે:

'છો નાથ! આપ સુખવાસ સપત્ની સાથ
જાણી સુખી અધિક છું હું વિયોગવાસ;
હું દીનને કદિ કદિ સ્મરતા રહેજો,
સંવાતણી કદિક લ્હાણ મને ય દેજો.

ફૈબાતણાં ફગર ફાગ અને ફટાણાં,
ને વજ્રશાં નણદીનેણ કટુ કટાણાં;
એ સૌ સહી સહી સહિષ્ણુ બની ઘણેરી,
તેથી સુખે સહીશ સોડ સપત્ની કેરી.'

છે દીર્ઘકાળ થકી જ્યાં વિખૂટાં પડેલાં,
ને સ્નેહસાર પણ શુષ્ક સહુ થયેલા;
સંસાર સર્વ પણ જ્યાં પલટી ગયો છે,
પ્રત્યુત્તરે ય પણ પ્રત્યય ના રહ્યો છે.

તીર્થાટને નિકળતાં સહસા નિહાળી,
ભક્તિમતી, પ્રભુપરાયણ વૃત્તિવાળી;
છે નર્મદાતટ વસી સખી નમ્રભાવા,
સાધ્વી રૂડી બની રહી સુશિલ સ્વભાવા.

ત્યકતા સખી રહી વસી અહીં તીર્થધામે,
ત્યાગી વિરાગી નરનારી જહીં વિરામે;

ચાણોદ જ્યાં તટ કરાડ રહ્યું ઝઝૂમી,
છે નર્મદા કુબિત કેરી નિવાસભૂમિ.

શાન્તિપ્રદા, શરણદા જલ નર્મદાનાં,
સ્નેહાર્દ્ર ઊર્મિ ઉરઆગ શમાવનારાં;
ચાંપી દિલે યુવતીને ગથમાં ભિંજાવે,
ઉદ્દામ આર્દ્ર દિલ કેમ દયા ન આવે?

જ્યાં નર્મદા પતિવ્રત્તા સતી પંડ ભાસે,
સાક્ષાત જ્યાં અનસુયા સતીએ નિવાસે;
તે તીર્થવાસ મહીં કલ્મષ હોય શાનું ?
ને કર્મદોષ પણ ભસ્મ જ સર્વ માનું.

શાન્તિમહીં ભજનમાં સુનિમગ્ન થૈને,
વેળા પડી વિષમ નિર્ગમતી સહીને
શું ત્યાગ ને વિરહ નિર્મિત નિત્ય માટે ?
નોંધ્યો નિવાસ નસીબે કદિ તીર્થઘાટે ?

શી યોજના પ્રભુતણી ? ન કંઇ કળાય,
શું તીર્થવાસ મરણાન્ત લખ્યો જણાય ?
શું સાધુવેશ કદિ ઊતરશે શરીરે ?
ને શું સુવાસણ રૂપે વસશે ફરીને ?

મૃત્યુ અચાનક સપત્ની તણું સુણાય,
સૌભાગ્ય શું ઉઘડતું સરજ્યું જણાય ?
ત્યાં તો યુવાન અતિ આગ્રહથી લખીને
સંભાળવા વિનવતો ઘરને સખીને.

ઇચ્છા પ્રપૂર્ણ, પણ આશ ન લેશ લાગે
કે પૂર્વપત્નીહૃદયે પ્રણયાગ્નિ જાગે;
બેઠા નિરાશ થઇ છેક યુવાન થાકી,
સ્ત્રીઉરભાવ પુરુષે પરખાય ક્યાંથી?

ના રીસ લેશ, અસુયા ન જરાય ત્યાં છે,
સૌહાર્દ, માર્દવ, દયાર્દ્ર સ્વભાવ જ્યાં છે;
તે શું કરે હઠ? નકાર કરે કદાપિ?
આજ્ઞા ગણી ઉર નિમંત્રણપત્ર ચાંપી
આવી અચાનક ઉભી હૃદયેશ સામી;
પૂછયું સલજ્જ બની: 'કુશળ આપ સ્વામી!'
ને નાથના ચરણમાં નિજ શીર નામી,
વીતી દશા, વિરહ દુઃખ બધાં ય વામી.

ઊભો યુવાન ઘડી સ્તબ્ધ, વળી વિચારે–
આ ઇંદ્રજાળ! અથવા કદિ સ્વપ્ન ધારે;
કિંતુ વધો નજરમેળ થતાં જ વાર:
'તું દેવિ! હાશ, ઉપકાર કર્યો અપાર!'

વિક્ષેપ, ત્યાગ, વળી સર્વ વિભિન્ન ભાવો,
ને દીર્ઘ એ વિરહ ક્યાં પલમાં સિધાવ્યો?
આશ્લેષપાશવશ તુર્ત બન્યાં અભિન્ન,
ને મિષ્ટ મૂક નટનારસ્વરૂપ લીન.

સંગે હવે યુવક ને યુવતી વસે છે,
સંસારના, પ્રણયના સુખમાં હસે છે;
એ દંપતી ગત વિયોગ ભુલી ગયાં છે,
સુસ્નેહ ગાઢ ઉર કેરી ગુંથી રહ્યાં છે.

# શિષ્યને

• શિખરિણી •

તજું લાંબો ગાઢો પરિચય-સુસંબંધ અથવા,
તજું પાઠો દેવા સુખપડનથી આજથી નવા;
પરંતુ આ હૈયું પરિચય તજી કેમ શકશે ?
હળેલા હૈયાના કયમ કરી ઉછાળા અટકશે ?

અહીં રહેશે ચિત્તે તવ સ્મરણચિત્રો રસવતાં;
અહીં રહેશે નિત્યે હૃદયગત ઊર્મિ ઉછળતાં;
તહીં તારે વ્હાલા ! હૃદયગત ભાવો ઉછળજો,
સ્મૃતિ ઝાંખી ઝાંખી પણ શુભ પ્રીતિની રસળજો.

તહારે બાલત્વે અધિક વયમાં બાલ હું બન્યો,
તહારે શૈશવ્યે શિશુહૃદય ધારી બહુ રમ્યો;
હવે તે તો વીત્યા દિવસ, ધુંસરી મોટપણની
હવે ધારી સ્કંધે ફરજ કરવા આ જગતની.

પડ્યા સંસારે ત્યાં પડવું વિખૂટું એ જ ક્રમ છે,
પડયા સંસારે ત્યાં તજવું સહુ બાલત્વસુખ જે;
તજી તેવી રીતે ફરજ શિશુ ને શિક્ષક તણી,
સજી મૈત્રી પાછી, સખત ગુંથશું ગાંઠ મનની.

નમસ્કારો છેલ્લા ગતજીવનનાં દિવ્ય સુખને,
નમસ્કારો છેલ્લા શિશુ હૃદયના વત્સલ તને;

વધાવું તો યે હું મુજ હૃદયનો મિત્ર ગણીને,
દઉં આ હૈયામાં સુહૃદતણું સુસ્થાન તુજને.

રહેજે સંભાળી ફરજમહીં તું અધ્યયનની,
રહેજે સંભાળી જીવનમહીં તું સુદૃઢ બની;
રહેજે તું સુખી બહુ બહુ સદા સુહૃદ ભલા!
રહેજે આનંદે વિજય! ભરતો ભવ્ય પગલાં!

•

૨૦ : માર્ચ : ૧૯૦૩

## અચાનક મહિમા

- હરિગીત -

શું શાન્તિ શાન્તિ સહુ શરીરે રેલતા ઊર્મિ અહીં
આ અનિલલહરી સાથ રમતા આવતા નર્તન મહીં !
મૃદુ ગાન આ તો ! મધુર રસીલું ગાજતું કંઇ કંઇ સ્વે !
અયિ ! આ અચાનક કોણ બોલ્યું ? કર્ણમાં કંઇ કંઇ દ્રવે !

રોમાંકુરો પ્રસ્ફુટિત સહસા, સ્વેદ સીકરો જામતા,
શીતલ સુગંધ શરીર અવયવ હૃદય સાથે કંપતા,
મસ્તિષ્ક ઘૂમે કેફમાં કંઇ શિથિલ ગાત્ર પડી ગયું,
અયિ ! આ અચાનક કોણ ભેટયું ? સ્પર્શસુખ આ અવનવું !

ઝબકી અરે શું વીજ ? અથવા ચંદ્રિકા અવનિ ઢળી !
ઝબકી કદાચ મણિકટોરી અમૃતા – સુરભીભરી !
ઝબકી વળી શું નેણુ ખંજરની પ્રભા પ્રીતિભરી !
અયિ ! આ અચાનક કોણ દીઠું ? દૃષ્ટિ રહી છે તલપતી !

ફેલી વસંત શું ન્હેલી પરિમલાર્ક પસારતી ?
કે કસ્તુરીકા મૃગજવે દોડી ગઇ શું પસાર થઇ ?
વર્ષા ઝીણું ઝરમર કર્યો શું શુષ્ક અવની છાંટતી ?
અયિ ! આ અચાનક કોણ મ્હેંક્યું ? નાસિકા રહી નાચતી !

૫ : ડિસેમ્બર : ૧૮૯૯

# નિદ્રાને આવાહન

• દ્રુતવિલંબિત •

શ્રમસુતા, રજનીની વિહારણી !
સહુ સદા ક્રીડનાર, વિલાસિની !
તજી ગઈ ક્યમ આજ હું દીનને ?
વિરહકાળ કર્યો ક્યમ નિર્ગમે ?

કદિ કદિ દિવસે પણ આવતી,
કદિ કદિ મરણીભર મ્હાલતી;
કદિક ખેતરની ઝુંપડી મહીં,
કદિક ઘેર સુગંધ-ટટી મહીં.

ગરમ ગ્રીષ્મમહીં તું પધારતી,
અતરની ભભકે તું વધાવતી;
મૃદુલડાં ફુલડાં બહુ વેરતી,
અનિલ લ્હેરથી આંખડી ઘેરતી.

શીતલ વૃક્ષતણાં મૃદુ પર્ણની
લહર સાથ સુનૃત્ય જમાવતી,
કંઇ સરોવરની લહરી સમા
તનમનાટ મચાવતી નેણમાં.

કદિ મીઠા મૃદુ ગાનની સાથ ને
કદિ નિસર્ગિક નાદની સાથ ને

કદિક વિશ્વની શાન્તિની સંગમાં
જરૂર તું હસતી અતિ રંગમાં.

મૃદુ મદુ પગલાં ભર તું હવે,
મુજ મીઠી વીનવું વીનવું તને;
શીતળ ચાંદનીનાં ઉજળાં વહે
અમૃતનાં ઝરણાં, તું ય આવ ને.

વિરહનાં દુઃખડાં સઉ હારિયે;
અયિ ! પધાર પધાર, વિહારિયે;
રમકડે રમ સુંદર સ્વપ્નને,
અવનવા તું તુરંગ ઉઠાવ ને.

૧૩ : ઑક્ટોબર : ૧૮૯૮

# સ્વ૦ સાક્ષર રણજીતને નિવાપાંજલિ

વસંતતિલકા •

ગભીર ગૌરવ ગયું સહુ ગુર્જરીનું,
ને યોજના અધવચે રઝળી પડી સૌ,
સાહિત્યની પરિષદો પણ તીવ્ર શોકે,
જાતા અજીત રણજીત જ અશ્રુ સારે

વિદ્વદ્‌સભા, સમિતિ કેળવણી તણી ને
વિદ્યાર્થી, શિક્ષક અને મત પંથ કેરી
નાનાવિધા પરિષદો વિરહે વિલાપે,
જાતા અજીત રણજીત જ અશ્રુ સારે.

વ્હાલો વિવેચક, વિચારક, દેશભકત,
પ્રાચીન શોધક, સુયોજક ને રસજ્ઞ,
પ્રૌઢી થવા પ્રમથતો નિજ ગુર્જરી તે
જાતા અજીત રણજીત જ અશ્રુ સારે

સાદાઇ ને સુશીલ શીતલ છાયડીમાં
વિદ્યા, વિવેક, ઉર–ઉન્નત આશયો જે
શાન્તિ ઠર્યાં, સહુ હવે વિરહાતપે તે
જાતા અજીત રણજીત જ અશ્રુ સારે

અ ધૈરીના ઉદધિ ! અધ બની ગયો કાં ?
તું રત્નરાશિ ! પણ રત્ન હરી ગયો કાં ?
ગર્વી ગિરા દીન બની ગમગીન ભાવે
જાતા અજીત રણજીત જ અશ્રુ સારે

## મહાત્મા ગાંધીજીની જયંતીપ્રસંગે

• ઝૂલણા છંદ •

આજ કંઇ અવનવાં તેજ છે અંબરે!
અવનિ શું દેવ અવતાર ઉજવે?
નયન દર્શન રૂડાં દિવ્ય નમણાં કરે!
નટન શું ઇંદ્ર-આવાસ ભજવે? આજ.

હૃદય હળવાં કરે, નસનસે બળ ભરે!
સત્ય શું નાદ લલકાર ગજવે?
કર્ણ સુણવા રવો મધુર તલપ્યા કરે!
મુરલી મોહન મધુર ઓર બજવે! આજ.

અવનિતલ આજ ઉજવે મહાપર્વને,
માન મોહનતણી સાલગીરીને;
સત્યવેદિ વિષે યજ્ઞ સ્વાર્પણું તણે
ઇંદ્ર સહુ દેવ સૌ સુમન વરસે. આજ.

દુંપદ, હિંસા અને જુલ્મ હવિરૂપે બધા
આજ હોમાય છે યજ્ઞદાવે,
આર્યના ધર્મના, વેદના મર્મના,
મુક્તિના મંત્ર મોહન ભણાવે! આજ.

# અવાચ્ય ચિત્તવૃત્તિ

• અનુષ્ટુપ •

કાંક થાય ઘણું ચિત્તે, કાં કથાય નહિ જરા?
શી હશે ચિત્તની વૃત્તિ, ખ્યાલ આવે નહિ જરા!

ઉપજાતિ ]

શું થાય છે હૃદયમાં મનમાં ઉંડાણે?
શું ભાવ આ અકથ થાય છ કોણ જાણે?
આ શું અહા! અનુભવું સ્થિતિ આજ કેવી?
આ શું અગમ્ય મનની ગતિ આજ કેવી?

શિખરિણી ]

પ્રમાથી કૈં કેવું અકથ ઉરમાં મંથન થતું!
મહા મસ્તીમાં શું ઉર-ઉદધિવારિ ઉછળતું!
રહ્યાં ઊર્મિ રેલી પ્રલય કરી દેતાં પ્રખર શું!
જતું જાણે ડૂબી સકળ, ન કળાયે કંઇ કશું!

અનુષ્ટુપ ]

શૂન્યતા રસળે છે આ તોફાની ચિત્તમાં ખરે!
કાંક થાય ખરું ચિત્તે, કાં કથાય નહિ અરે!

૨૬ : ઑકટોબર ૧૯૬૫

## મહિમ્નસ્તોત્ર

• પૃથ્વી •

ગિરિ ! ગગનને અડે, તદપિ તું નમે શાન્તિમાં,
ત્રિકાળ તપ આચરે ગિરિમહર્ષિ ! એકાન્તમાં,
હશે હૃદય હા તને : દિલ દયા ક્ષમા છે ખરી,
ઉદાર મનભાવ ને ગભીરતા વળી છે ભરી.

ગુહા ! અવનિઅંકમાં મધુર નિંદમાં તું પડી,
અહા ! હૃદય છે વિશાળ, તું રસાળ છે સુંદરી !
અબોલ દીસતી છતાં અધિક ઉચ્ચ ભાવે ભરી,
સમસ્ત પશુ પક્ષીની પરમ તું જ ધાત્રી ખરી.

મહોદધિ ! સખે ! અગાધ ઉરવારિ તારું ઝરે,
ઝીલે નવ ઝીલે, દિલે ન પરવા જરાયે કરે;
અમૂલ્ય જળનું અમીં મધુર હું ગ્રહું લે ગ્રહું,
રહું સહ સદા, રસાળ જળ બુંદ બુંદે ચહું.

વનસ્પતિ ! હિંચો હિંચો પવનહીંચકે તાનમાં,
કરો રસિક ગોઠડી જગ ગજાવતાં ગાનમાં;
પ્રતાપ સહતાં છતાં શીતલ છાંય આપો સદા,
મનુષ્ય, પશુ, પક્ષીનાં શરણવાસ છો સર્વદા.

દિવાકરનિશાકરો ! મનુજના ગુરુ છો તમે,
પ્રભુપરમફ્લ છો, હૃદય ભક્તિભાવે નમે;

મને તમપ્રદેશથી કિરણુ દોર આપી અહો,
પ્રભા પ્રભુજીરાજ્યની નયનમાં મને તેર ભરો.

અગમ્ય પરબ્રહ્મના મહદ્‌ભાવ અંશો ખરા
અહા! ગિરિ, ગુહા, મહોદધિ, વનસ્પતિમાં ભર્યા!
શશી! રવિ! ફરો તમે ગહનમંત્ર ગાતા જતા!
તમો સહ રહું અને સહ ફરૂં પ્રકાશે સદા!

૨૮. મે: ૧૯૦૬: મણાર

## અનહદ નાદ

• શંકરાભરણ •

નાદ અનહદ ઉઠે જલધિ મધુ કંઠથી
    ગાય કંઇ ગાન ગંભીર ભાવે!
ભક્ત ભવ ઇશનો તું પુરા પ્રેમથી,
    હ્રદય છલકાય,' રસરેલ આવે;
    અહા! હ્રદય ઊર્મિઉછાળે ચડાવે! (૨)
પરમ પદ પૂજતો તું પરાપંથથી,
    નાદ તવ ઘુંદ ઘુંદે જમાવે!    નાદ.

નાદ અનહદતણી ધૂનમાં ધૂણતાં
    વૃક્ષ તવ સંગમાં શિર નમાવી,
અનિલ લલકારતો નાદને સૂણતાં
    ઇશગુણકથન ઉર હેત લાવી;
    અહા! પક્ષી કલરવ કરે ભજન ભાવી! (૨)
આ અવિચ્છિન્ન ગર્જન પ્રભુગુણતણાં
    શ્રવણપથ પૂરતાં હ્રદયદ્રાવી.    નાદ.

ધ્વનિ પ્રણવઘોષના ઘોર બ્રહ્માંડમાં
    એક તાને રહ્યા રણરણાવી,
અણુ આણુ નાદ ૐકારના તાનમાં,

વિશ્વ દીધું અખિલ ધણધણાવી !
અહા ! ભેદનું ભાન દીધું ભુલાવી ! (૨)
ભિન્ન સૌ વ્યક્તિને ઇશગુણગાનમાં
વેદ અદ્વૈત દીધો ભણાવી ! નાદ.

૩ . જૂન : ૧૯૦૬ મીઠી વીરડી

## વિરાટનો તાન્ડવરાસ

• ઝૂલણા છંદ •

અજબ શું નૃત્ય તાન્ડવ વિરાટેશનું
    મચી રહ્યું વિશ્વ ચોપાસ ભાસે !
સૂર્ય તારા, અને ગ્રહો ઉપગ્રહ બધા
    તાલ ઝીલી ઘુમે સર્વ રાસે.

ના ચુકે ચાલ ને ચાતુરી કુદડીની
    ભ્રમણ કરતા ભમે ગૂઢ ગાને,
સ્નેહઆકર્ષણે મુગ્ધ જાણે બની
    સર્વ સમતોલ તલ્લીન તાને.

અજબ શો સ્નેહ, સૌ લોક આકર્ષતા
    લઘુ ગુરુ વજન નિજ નિજ પ્રમાણે,
ચપળ ચાતુર્ય તે ચૂક કદિ ના કરે,
    મર્મ સહુ આપના આપ જાણે.

સ્નેહઆવરણ અંતર સહુ અવગણે,
    કોટિ યોજન છતાં નજીક લેખે,
પ્રેમતંત્રી તણા તાર છે તંગ ત્યાં
    દૂર નજદીક સરખું જ દેખે.

સર્વ નિજ રાહમાં, સર્વ સર્વ નિજ ચાલમાં,
    તાલમાં ઢાળ નિજ સર્વ સાધે,

કુદડી ફરતા ફરે, ઢળકતા કંઇ લળે,
લોક અવલોકતાં હેત વાધે.

ઓજસર માન મર્યાદ રાખી ફરે,
અગણુ ગણુ તોય નહિ નિયમ તૂટે.
વ્હાલ અંતરતણે સર્વ વળગી રહે,
સ્નેહ છોડયો નહિ એહ છૂટે.

ક્યમ છુટે છોડતાં પાશ તે પ્રેમનો ?
પ્રેમ છે સર્વના શ્રેય માટે,
ગહન શી મોહની મંત્રણા છે રચી
તાન્ડવે તો નટેશ્વર વિરાટે!

ધૂમકેતુ રીસે દૂર ધસતા દીસે,
પણ ફરી પેસતા છેક પાસે,
રાસના રંગની લગન લાગી વડી
અધિક એને ઉરે, એમ ભાસે.

રસકણો રાસ અદ્દ્ભુતનાં ઝીલતાં
જીવ નિર્જીવ સહુ સ્નેહ રેલે,
ઉદધિ ઉછળી રહે, મરુત મસ્તી કરે,
જીવ સહુ જીગરના દાવ ખેલે.

આ વિરાટેશ લઇ લોકગણુ સર્વને
નૃત્ય તાન્ડવ નિરંતર નચાવે !
અણુ અણુ તાન થનકારનાં ગુંજતા
સ્નેહનર્તન સદા સહુ મચાવે !

## અગતિ ગમન

• ઇન્દ્રમાલિની •

ગરમ ઋતુ વિરાજે, મધુર શિતલ સાંજે,
અનિલલહેર આજે કૈંક ગંભીર ગાજે,
કૈં ઘેનનું અંજન નેન આંજે.

મનહર ગિરિ ઓથે, તરુવર કર ગૂંથે,
નીંદરવશ હું માથે ખેલતાં વેલ સાથે,
ને વેરતાં પુષ્પ તુરંગ સાથેઃ—
શીતલ રજની રાણી, ધવલ રથ સુહાણી,
મધુર રસિક શાણી, વાદળી માં છુપાણી,
વદે ઇસારા સહ મિષ્ટ વાણી.

મૃદુલ અનિલ લ્હેરો શ્રવણ રસિક ઘેરો
મધુર વચન કેરો અર્ક રેડે ઘણેરો,
આ કર્ણને અદ્ભુત ઠારનારો :
'રસિક! રસિક! મારા ગિરિ ઉપર જનારા,
શિખર નિવસનારા!'—એમ ચૈતન્ય ધારા
કરે અભિષેક શરીર મારા!

વિમલ મન થવાથી, પુલકિત તનમાંથી,
પુરુષ પ્રકૃતિ માંથી, રસિક પુરુષ ત્યાંથી,
ખીણથી શ્રૃંગ — ત્યાંથી
ચંદા તણાં શીતલ રશ્મિ ચાથી.

ઉપર ઉપર જાતાં, પ્રદિશા તિમિર થાતાં
કૈં અવિચ્છિન્ન રંગે !
ઉચ્ચ અવનત થાતાં એકભૂમિ અભંગે

અનુષ્ટુપ ]

સામ્યાવસ્થા જીવાત્માની શાન્ત થઇને અનુભવું,
ભેદનો છેદ થાતાં ને અભેદાનંદ ભોગવું.

દોહરો ]

ઉર ઉરનો સંબંધ આ, જીવનો પરમની સાથ,
જડ શરીર જાણે નહિ ચેતન ચેતન વાત.
ઘોર તિમિર ચાલ્યું ગયું, અદ્દભુત પ્રકટ્યો ભાણ !
રસીલીને પગથાર હું પાથરતો આ પ્રાણ.
રસભાવિક રસીલીતણો, પ્રેમભગત આધીન,
ઇષ્ટમિલન માટે સ્તવું, રસજલને રસમીન.

પુષ્પિતાગ્રા ]

અપિહિત મુખમંડલ પ્રિયે ! કાં?
દૂર બુરખો કર, રેલ સત્યધારા !
ઉર વિનિમયથી નિરંતરાળા
રસવહને સુખ સૌમ્ય ઓજસાળાં !

## ધ્યાન-વિહાર

• હરિગીત •

કઈ વિરહ ખેદ વટાવવા ને યોગ સંતત સાધવા,
આપૂર્ણ તૃપ્તિ જીવનમાં આનંદની આસ્વાદવા;
સંધ્યા સમે અમ એકદા રસ-ઉપવને સ્થિર જ્યાં થયાં,
સાથે રસિકા રસભરી, તો અવર શી પરવા તહીં !

રજણી તણા આગમનને સંધ્યા ગુલાલ વધાવતી,
તરુવલ્લિ ખોબા ભરી ભરી પુષ્પાંજલિ પ્રમગ્રવતી.
સ્વર્ગીય સુમનો સુરયુગલ ભરી અંજલિ ઊભાં રહ્યાં,
રજની પધારી પલકમાં, ત્યાં ગગનમાં ફુલડાં ઉડ્યાં.

ચંદ્રાતણો ચાંલ્લો કરી, તારાજડિત સાડી ધરી,
રાત્રી રૂપાળી ગૌરવદના મલપતી આવી સરી.
પલવારમાં આવી નીંદર પ્હોંચી, લીધી ખોળે પ્રિયા,
બેઠો સમાધિ સોબતે, પણ શ્રમ વિફલ સર્વે થયા.

દગ, નાસિકા, શ્રુતિ, સર્વ ઇન્દ્રિય હું રહ્યો અજમાવતો,
પણ એ વૃથા, મુજ યત્ન સઘળો કાંઈ ના બર આવતો.
અંતે પડ્યું માલુમ કે–ઉદ્યાન સઘળે વાય છે
વાયુ રસિકા–શ્વાસ–વાસિત, સુરભ તે પમરાય છે.

એ શ્વાસ પરમોચ્છવાસમાં રસિકાતણો જ ગયો બળી,
પિતૃષ્ય દેશે રાત સાથે મુજ રસિકા તો પળી.

# મેઘ – સમાધિ

વણુ વાદળ વરસે મેહુલા મીઠડા,
વણુ વિદ્યુત્ અજવાળ્યાં ત્રિપુરો સર્વ જો,
ઉરમાં અમિઉદધિ અમુલો ઉછળી રહે,
અવયવ સહુ શીતલ પીયુષને પૂર જો.

વણુ આલિંગન પુલકિત ગાત્ર પ્રફુલ્લ છે,
વણુ ગર્જે આ અનહદ નાદ અદ્દૂર જો;
ચાતક ચિત્ત તૃષા છીપવે અમીબુન્દથી,
હંસ મયુર નાચે આનંદે ઉર જો.

વણુ આંજ્યે દગ દર્શન અદ્ભુત આ થતાં,
ભવ્ય કંઇ દિલદાર વિભુતિ જરૂર જો;
વણુ આદિત આદિત શતકોટિની પ્રભા,
ભીતર બહિર રહી છવરાવી નૂર જો.

ઝળહળ જ્યોતિર્મય દેવી હો ઊતરી,
રૂપ અખિલ અવકાશ સમાય જરૂર જો;
શતિકોટિ અવયવ વિશ્વે વ્યાપી રહી,
ભેદ ભુલાવે ભૂત પદારથ ઉર જો.

દેવીરૂપ થયો હું પણ વણુભેદમાં,
ચિદાનંદ રસરેલતણું કઇ પૂર જો;

ઝરમર ઝરમર ત્રિપુરમહીં ઝમતાં અમી,
લથબથ ભીંજે જીવન આતમ ઉર જો.

પરમ લગન લાગેલી ત્યાં જાગી ગયો,
એ વ્હાલી ચાલી જ અગોચર દૂર જો;
છવરાણું અંધાર અને શુનકાર છે,
અખિલ જગતમાં હાલાહલ વિખપૂર જો.

# પ્રેમયજ્ઞ

લીધી મેં પ્રેમયજ્ઞદિક્ષા; લીધી મેં પ્રેમયજ્ઞદિક્ષા ૨૯

પ્રણય સખી! સહધર્મચારિણી તું છે મારી તેમાં,
પ્રેમધર્મ તું પળાવ વિધિવત્, શુદ્ધ, પવિત્ર હમેશાં,
રસિલી! દે જે તું શિક્ષા. લીધી.

યજ્ઞવેદિમાં પરમ પ્રેમની પુનિત પ્રતિષ્ઠા કરશું,
પ્રેમ-પ્રદીપ પ્રકાશ જગવશું, હૃદયથી પૂજન કરશું;
ફરશું સંગે પ્રદક્ષિણા. લીધી.

ભજન, ધ્યાન, સમાધિ નિરંતર પ્રેમપ્રભુની કરશું,
પ્રેમપ્રભુને પ્રસન્ન કરશું, નિર્મલ પ્રસાદ ધરશું;
જમશું પ્રેમહવિશભિક્ષા. લીધી

નિરંતરાનુષ્ઠાન માહરૂં પ્રેમયજ્ઞનો હોમ,
માનું છું હું મોક્ષ જ એમાં, મારે મન એ ૐ.
હું લેપન કરૂં પ્રણયરક્ષા. લીધી.

નીંદરમાં જગ જ્યાં પડતું હતું,
રસિક જીવન માહરૂં જાગતું;
પ્રણયબ્રહ્મની જ્યોત જગાવતો,
પ્રણયગાન રહું હું ગજાવતો.

## અણુચલહરીને

• ઉપજાતિ •

પ્રીતિ તણી હો લહરી ઘડીમાં,
ગાણું શું કર્ણાન્તિક ગાય ધીમાં ?
કંઇ સ્પષ્ટ તો તું વદને લગીર,
કંઇ દશ્ય તો થા નિરખું અધીર.

કો દેવી છો તું ? ઉરદેવી કિંવા ?
કે શું પરી તું ? જલદેવી છ વા ?
શું સ્વર્ગનું સત્ત્વ કંઇ મધુરું ?
કે ગારૂડી ? કે કંહિ મોહની તું ?

એ કંઠના સુસ્વર છોડ તાર,
એ મુખના અમૃતને પસાર;
એ પ્રેમ—એ અંતરરાગ જેવી
ખુલ્લી જરા તો સમજાવ દેવી !

## પ્રણયગાન

• દ્રુતવિલંબિત •

મનન આ મનનું તું મનોહરા !
સ્ફુરણ આ ઉરનું રસિલી પ્રિયા !
નયનની દગવસ્તુ નકી તું છે,
જીવનપ્રાણ તું પ્રાણ વિષે લસે.

તું રસનારસ, તું મુખહાસ્ય છે,
શ્રવણ તું મૃદુ ગાન મિઠાશ છે;
મુજ શરીર તણી તું જ ચેતના,
જીવનની તું જ છે અધિદેવતા.

સકલ સૃષ્ટિની સુંદરતા સખી !
સકલ મોહક વિશ્વની મોહિની,
મધુર વસ્તુ તણી તું મધુરતા,
લલિત આકૃતિની રમણીયતા.

તું મુજ સેવકની શુભ સેવના,
પુજકની ·પરમ પ્રિય તું પુજા;
તું મુજ ભક્ત તણી શુભ ભાવના,
તું મુજ આતમની પરબ્રહ્મતા.

પ્રણય ગાયન એ ઝણુકી રહે;
હ્રદય તાર શું તાર રમી રહે;

અણુ અણુ પ્રકટે રસજ્યોત હો!
પ્રણય ભેખ ધરી રતિ શોધતો.

રસિલીની છવિ ધ્યાન મહીં ધરી,
બહિર કુંજ તજી નિસરૂં જહીં;
પ્રકૃતિ બાલક ચેષ્ટન સૌ કરે,
પ્રણયવૈભવ શું સમજે અરે?

# જીવન-વિનિમય

• પૃથ્વી •

સખી! હૃદય આ દ્રવે, સદય થા હવે માનિની!
અખંડ રસરેલથી અભિસિંચું તને કામિની!
અનંત રસભાવ આ ઉછળતા હૃદેમાં વહે,
શિરે ઠલવું કે પદે? પ્રિયતમે! કયહાં તે કહે.

તને ભિંજવવા પ્રિયે! હૃદય ક્યારનું આ મથે,
તથાપિ પરવા નહિ હૃદય દોહ્યલાની તને!
મૃદુ હૃદય બાપડું અગણુ ભાવભારે નમે,
અયિ સદય સુંદરી? કઠણુ કેમ આજે બને?

સ્વીકાર, કર પાન, એ કદરદાનને છાજતું,
પીવાડ નિજ સ્નેહ તું હૃદયનો, તૃષાઆર્ત છું;
હૃદે હૃદય અર્પીએ, પ્રિયતમે! પીએ પ્રેમને,
નશો ઉભય ભોગીએ, લહર મસ્ત થઇએ અને.

• ગઝલ •

તુંમાં ચશ્મો હુરી નાચે નજરણાજી થવા તો દે!
તુંમાં આ દમ જવા ચાહે, તું દમ માંહીં જવા તો દે!

## સહચારસ્વપ્ન

• ઉપજાતિ •

સ્વર્ગીય ઉદ્યાન તણા વિહાર,
પ્રિયા તણી સોબતની બહાર;
સૌ સ્વર્ગ શું અદ્ભુત આ જણાય,
મૂર્તિ મધુરી સહચાર છાય.

ચોપાસ આ ચંદનવૃક્ષ મ્હેકે,
રસે ભરી દ્રાક્ષલતા લચે છે;
ઉદ્વાહ શો મંડપ હોય જાણું !
અપૂર્વ કે નાટ્યભૂમિ પ્રમાણું.

નાચે રમે વલ્લિ સુગાન ગાતી,
ઉદ્વાહનૃત્યે પુલકિત થાતી;
ને પાંદડાં સુંદર હીંચ લેતાં,
આનંદ વૃક્ષો કરતાલ દેતાં.

શું માંડવો મંગળ લગ્ન કાજે ?
શું ઊજવે લગ્નઉજાણી આજે ?
ઉદ્વાહને વર્ષ અનેક વીત્યાં !
જ્યાં રાગ ત્યાં લગ્ન સદા વધાતાં !

રવિ, શશી, મંગલ, શુક્ર, બુદ્ધ,
બ્રહસ્પતિ ને શનિ આદિ સિદ્ધ,

ઋષિ મુનિ આશિષ આપતા કંઈ,
પ્રીતિ તણાં લગ્ન પ્રસંશતા કંઈ.

સ્તુતિ તણા એ ભણકાર કાને
રહી ગયા કંઇ, ઋષિઓ ગયા ને,
આ રંગભૂમિ પણ જોત જોતાં
ઊડી ગઇ મૂર્તિ વિદાય થાતાં.

વધાવતાં વૃક્ષ કુસુમથી જે
ને આવકારે કરપર્ણથી જે,
તે હું ભણી ચાંદડીઓ ધરે છે,
મળી મળી મશ્કરીઓ કરે છે.

પ્રિયાતણી દૃષ્ટિ પીયૂષ પાતી,
નિસર્ગલીલા અનુકૂલ થાતી;
વ્હાલી જતાં સર્વ ઢળ્યું સુધા ય.
સમગ્ર સૃષ્ટિ પ્રતિકૂલ થાય

એ કુંજ, ઉદ્યાન પરિતણું એ,
એ દિવ્ય સત્ત્વો, સહુ પાલટયું છે;
ચૈતન્ય એ અંતરધાન થાતાં,
અંધાર વ્યાપ્યું જડ શૂન્યતામાં.

## ઉપવનમાં પ્રભાત

• પૃથ્વી •

પ્રભાત રમણી અહા ! મધુર નીંદ અંકે પડી,
દિસે શીતલ શાન્ત કોમલ ગુલાબી લહેરો મહીં;
રહ્યો રસિક વાયુ આ ઘડી ઘડી તને ચૂમતો,
અને કદલીપત્રથી વ્યજન શીતળો ઢોળતો.

પ્રફુલ્લ ફુલડાં હસે : નિજ સખી વસે નીંદમાં,
પ્રકંપ તરુઓ સિંચે સીકર પર્ણથી હીમના;
રહ્યાં પશુ પતત્રિ ને વન વનસ્પતિ સૌ ખડાં,
ઉભાં રમકડાં બધાં કુદરતી પ્રભુનાં ઘડ્યાં.

સખી ! કયમ હજી મીંચે નયન ? કાં હીંચે કેફમાં ?
શશી સહ રહી હતી રજની જાગતી લહેરમાં ?
પ્રભાત મધુરી ! તને રવિ કરો મૃદુલ ફેરવે,
ગુલાબી નમણા ધીમે, વળી સુનેરી શાણી ! હવે.

ધીમેથી લલકારતી કહીં છુપાઇ સહકારથી
મીઠી નીંદ ઉડાડતી મધુર કોકિલા કયારની;
રખે ચમકતી, સખિ ! ઝબકતી નહીં ઊઠતાં,
ધીમે મધુર ચલ્લિયાં સહચરી તને સાંત્વતાં.

અહો નયન ચોળતી, સ્વજન ઘોળતી બાથમાં !
પ્રભાકર ઉદયે ઉઠી શિશુ પ્રભાત તે સાથમાં;

ઉઠો પ્રિય તમે! ઉઠો પ્રિયતમે! સુણું ને કહું,
રહું નિરખી બાલુડું નીંદરમા પ્રભાતી સમુ

મીઠી લહરી હીંચવે વિટપપારણે વેલીને,
ઉઠી જ હિચકાવતી રસિલી તેમ ચબેલીને,
તથાપિ ઉઠતા દીધું અધર મિષ્ટનુ પાન કંઇ,
નશો ઉતરતા થયું ઉદિત સૂર્યનું ભાન કંઇ.

પ્રભાત સહુ કંઇ અમે વિનય ને પ્રણામો કર્યાં,
દિવાકર તણા કરો ભીંજવવા કરોમાં ધર્યાં,
વરિષ્ટ કિરણો ભજી શિશુ પ્રભાત ચાલી ગઇ
ચડી રવિરથે, વળી વચન આવવાનું દઇ

## ગત પ્રિયતમાને પ્રાર્થના

• માલકોશ •

અયિ રસિલી! રીસા નહિ, અયિ હઠિલી હવે નહિ. ટેક

પ્રણયપાશ કયાં પસાર? હૃદય રમત કયાં રમે?
નવલ નવલ ભાવ ભરી વન ઉપવન કયાં ભમે? અયિ.

વૃક્ષ વૃક્ષ કુંજ કુંજ તુજ નિવાસમાં ભમ્યું,
ત્યાંય કયાંઇ પણ નહિ તવ ઉચ્છવાસ સાંભળ્યું. અયિ.

હૃદય રાગ કયાં મચાવતી ગજાવતી ફરે?
મૃદુલ પાંખ કયાં ઉડાડ? આવ હૃદય પિંજરે. અયિ.

સરિત સરિત સહચરી તણી જણાય ખાપડી,
વિરહગીત ગાઈ સહુ ગુજારીએ દશા પડી. અયિ.

કવણ ગિરિ નિકુંજમાં છુપાય વાર આવડી?
કવણ કવણ શિખર શિખર ઊતરૂં ચડી ચડી! અયિ.

ઉદધિ ગભીર ગાનમાં ન તાન તુજ મિઠાશનું,
વિશાળ પણ જુવાળમાં રસાળ ન બુંદ કે અણુ! અયિ.

ખલક અખિલ ખાલી ખાલી નીરસ નીરસ સૌ બની,
મમ રુદનતણો ખગો પશુ ઝીલે પ્રતિધ્વનિ. અયિ.

વિરસ વિરસ વિશ્વ જાણી વ્યોમ શું જઇ વસી ?
વિરસ જગત તું જતાં જ, રસની રાણી કાં ખસી ? અયિ.

રવિરથ ચડી ચતુર ચાલી સ્વર્ગ શું મુસાફરી ?
નિરખું નિરખું ફજર સાંજ, હજી ન આવ તું ફરી. અયિ.

શું શશીમહિષીભુવન કર્યું ગમન રાસ ક્રીડવા ?
રાસધારી સર્વ તારલી મુની, તહાં તું ના. અયિ.

રમણી, નમણી, રસિલી આવ જગ રસે ભિંજાવીએ,
રસબસ અણુ અણુ કરી મન મુજબ નચાવીએ ! અયિ.

## નાથ—સ્તવન

• ભૈરવા—ત્રિતાલ •

હે નાથચરણ મુજ સુખ શરણું,
સુખ શરણું, અમૃત ઝરણું. ટેક.

શરણાગત પાલક ઉદ્ધારક,
પદ પંકજ રજનું અણુ અણુ. હે નાથ.

એ પદસ્પર્શે ઉદ્ધારી અહલ્યા,
સ્પર્શચમત્કૃતિ શું વરણું ! હે નાથ.

નાથચરણ પારસમણિ પરખું,
સ્પર્શ થતાં સમભાવપણું ! હે નાથ.

નાથચરણરજ ધૂસર શિર હો,
ભવસાગરનું તરલ તરણું ! હે નાથ.

# પત્ર–પંખીડું

તું પ્રણયકુંજના વાસી હો પંખીડા!
તું હૃદયરાગવિલાસી હો પંખીડા!
મધુરા ઉપવનમાં કરે મીઠા મીઠા બોલ,
અમૃતઝરણાં મુખ ઝરે નહિ કોઇ તારે તોલ:
હું તુજ મીઠાશે મ્હોયો હો પંખીડા!
હું અમૃતઝરણે ન્હાયો હો પંખીડા!

ગંભીર શાણું ગાન ગજાવે શીક્ષા દે સમજાવી,
ઘડીમાં કાલું ઘેલું થઇને ગમ્મત રહે મચાવી.
તેં પ્રેમરહસ્ય પઢાવ્યું હો પંખીડા!
તેં અખંડ સુખ સમજાવ્યું હો પંખીડા!
લે મુજ હૃદય ઉપર આરામ,
લે મુજ પ્રણયસખીનું નામ.

તું ફરી પાંખ ફરકાવ તારી પંખીડા!
પ્રીતિમાં ચાંચ ગરકાવ તારી પંખીડા!
શ્વેત પાંખમાં છાનુંમાનું લઇ જા કંઇ જે આપું
ચંચુભર આ ચિત્તતણા ઉદ્‌ગાર મહીંથી, બાપુ!
મુજ પ્રણયપ્રિયાને છાનું દેજે પંખીડા!
ઉદ્‌ગાર થકી અભિષેક કરજે પંખીડા!

• હરિગીત •

મુજ હૃદયભાવો ત્યાં લઇ જા, ત્યાં તણા લાવે અહીં;
તું એ જ વ્યાપારે મચી રહી ગૂંથ ગાંઠ કસી કસી.
પંખી પઢાવું પ્રણયનાં વચનો તને હું પ્રણયથી,
ભર મિષ્ટ કંઠે તાહરે, જા ઊડ સંદેશા લઇ :—

'સુનકાર છે આ વિરહ મૂંગો, શુષ્ક છું દર્શન વિના,
આ વિશ્વ બહેરૂં, જ્યાં નથી ભણકાર પણ તવ શબ્દના !
બ્રહ્માંડમાં તો અંધકાર જહાં તું મૂર્ત પ્રકાશ ના,
નિશિ વિષમ તવ સ્વપ્ના વિના, વિખ વિરહ અધરસુધા વિના !

કંઇ રાહ, કંઇ આશા, નિરંતર મનન, ને સ્મૃતિ તાહરી,
એ મુજ સાથી વિરહનાં જવ લગી મિલન થાશે ફરી !'

## વિરહાવસ્થા

• તોટક •

ગઇ જ્યારથી પીયર પ્રાણપ્રિયા,
મુજ ત્યારથી સૌ સુખ ઊડી ગયાં;
સહુ શુન્ય દિસે સ્થલ જ્યાં વસતી.
પ્રિય ! તું વિણુ શૂન્ય ગતિ મનની.

દિલદાર ! તને નહિ દૂર સહું,
મુજ પ્રાણુ ! તું જીવન સાથ રહું;
તવ સાથ જ હું ચહું ઉચ્છવસવા,
તવ સાથ અભેદ રૂપે વસવા.

મમ પ્રાણુસખી ! રસની મૂરતી !
રસ જીવનદીપકમાં પૂરતી;
રસરાણી તું દૂર જઈ વસતાં,
મુજ જીવનદીપક કઇ બુઝતા

સ્વપને નિરખું મધુરૂં મુખડું,
સ્વપને વિલસું ચકડોળ ચડું;
પણુ એ સ્વપનું, સહુ એ સ્વપનું,
વિણુ વાસ્તવિકતા નહિ એ ખપનું

પ્રીતિપાઠ પઢાવ પવિત્ર પ્રિયા !
રસ-જીવન-તત્ત્વ જમાવ ઈહાં;

તુજ માર્દવ દે દિલનું મુજને,
તુજ આર્દ્રપણું મુજ જીવનને.

સુકુમાર વિનિમીત થા તું હુંમાં,
રસ તું ઉરનો ભર હું ઉરમાં;
મુજ ઉર કઠોર ચહે મૃદુતા,
મુજ જીવન શુષ્ક રહે તું વિના.

જડ પંજરની બુલબુલ મીઠી,
ઉર સાગરની રસરૂપ સખી !
મુજ પ્રેમની પ્રેરક પોષક ને
મુજ જીવનનું તું જ ચેતન છે.

તવ સાથ પીતાં રસપાન કંઇ,
મધુરૂં જગ મોહક, મંત્રિત કંઇ !
તવ સાથ વિનોદ વિલાસ મહીં
રુબતો રસિલા કંઇ જાદુ મહીં !

તવ સોબત અદ્‌ભુત ગુણ ધરે,
તવ સંગત દિવ્ય પીયૂષ ઝરે;
તવ સંગ અલૌકિક રંગ ભરે,
તવ સંગ અપૂર્વ તરંગ ઉરે.

પણ તું ગઇ તે રસ લૂંટી ગઇ,
જગ ખારૂં સૂનું જડ મૂકી ગઇ;
તવ શબ્દ વિના મમ કર્ણ સૂના,
ડુબું છું કંઇ અંધ તિમિર ઊંડા

વિરહે મમ કંઇ મતિ મૂઢ બને,
કંઇ ઝેર રગે રગ વ્યાપ્ત અને
વિરહે ગમગીન સૂનો રઝળું,
વિરહાનલથી પ્રજળું પ્રજળું !

સખી ! આવ નિરંતર મગ્ન રહું,
રસિલી ! અનિમેષ નિહાળી રહું;
મુજમાં તું વસે, તુજમાં હું વસું,
અધનાર નટેશ્વર રૂપ બનું !

# ચાંદા દેખી બાળકની અધિરાઇ

• ચોપાઇ •

બા! જલદી તું આવ બહાર, આભે ચાંદો ભભકાદાર;
ધોળો શીતળ ગોળમટોળ, દૂધભર્યો જાણે છકછોળ.

મીટ માંડીને જોયા કરે, મુખડું એનું મલકયા કરે;
હું ય હસું, તે હસતો જાય, જરી જરી વળી ખસતો જાય.

જલદી કર બા! આવ બહાર, જો અજવાળાં તો બબકાર!
ઘરમાં તો અંધારૂં ઘોર, શીતળ બ્હાર છવાય બપોર!

બા! જો પાછો ચાલ્યો જશે, બધી મજા મનમાં રહી જશે;
એક વાર બા! આવ બહાર, તેડી મુજને માથે ધાર.

એને અડકાડું આંગળી, શીળો કુમળો કેવો વળી!
કોડ મને તો કંઇ કંઇ થાય; કોટી લેટી ને ચંપાય!

## વીલું બાળક

( મિસિસ સરોજની નાયડુના Lovely Child ઉપરથી )

• હરિગીત •

હો તારલી ! રૂડી રૂપેરી, માત મારી તું થજે !
અંધારી રાતે હું રહું ત્યારે ભલી થઇ ગુંજજે !
હું સાથ રહીને તું સદા પંપાળજે કરપલ્લવે,
તુજ હેતભર નયને હસી નિરખી મને હરખાવજે.

રે હસમુખા તું પવન ! થાજે ભાઇ મારો તું ભલા,
મુજ સાથ રમજે સર્વદા, ગમતાં મને તુજ અડપલાં;
વાતો મને દરિયાતણી, આકાશની, પહાડો તણી
કહેજે મજાની રોજ, તુજને આવડે વાતો ઘણી.

ઓ પવન ! ને ઓ તારલી ! હું તો અહીં છું એકલો,
ક્યારેક ક્યારે બ્હી મરૂં ભણકારથી બેબાકળો !
ક્યારેક પડછાયા દિવાલે ચાલતા દેખું વળી,
ભડકી મરૂં ભૂતો તણા બિહામણા રૂપે છળી !

સૌ તો કહે છે : 'બાળકો પ્યારાં પ્રભુને છે બહુ,'
હેતાળ ને મુજ સાદ સાંભળનાર કેમ નથી સર્જ્યું ?
પંખી અને મધમાખને ફૂલો બધાંને ને વળી
ઘેટાં અને આ લેટિલાંને માવરો સૌને મળી.

ખિસ્કોલી ને ચલ્લી અને ઉંદર અને મૃગબાળને
સૌને દીધી છે માવડી, વિસરી ગયો પ્રભુ શું મને?
માડી તણો ખપ કેટલો? ખોળે મને લઇ ચાંપવા,
ને કાનમાં વાતો મધુરી સાનમાં જ સુણાવવા.

## રાસડો

આજ આવોને રમીએ રાસ રંગે કંઇ રેલી,
આજ આવો ગજાવીએ હાસ મોકળાં મન મેલી.

ગોપગોપી બનીને ગોળ કુદડીમાં ફરીએ,
ગીત ગાશું કરી કલ્લોલ, હેત હૈયે ભરીએ.

જેમ ફરે છે બારે માસ રત સૌ રઢિયાળી,
ફેર ફરતી રમે છે રાસ એકમેક દઇ તાળી.

હું હોંશે બનું હેમંત, શિશિર શીતલ સરલા,
નસુબાળા બને તું વસંત, ગ્રીષ્મ થશે તરલા.

બહુબોલી હસામણી બહેન વર્ષા થાય વિમળા,
ગાજવીજ સાથ વરસે તેમ હાસ ઝરશે નમણાં.

સુધા શાણી શરદ શરમાળ શાન્ત નેણે શોભે,
ફરી કુદડી દઇએ તાલ રસલ્હાણુને લોભે.

એવી આનંદ રાસની રેલ ઉરઉરમાં ભરીએ,
જેવી ફોરે પ્રફુલ્લ ફૂલવેલ, રસ સૌરભ ઝરીએ.

# ગાડીની રમત

• ચોપાઇ •

ઘડ ઘડ ગાડી કેમ રમાય? છુકછુક કરતી દોડી જાય!
કમુ! પકડ તું મારી ચાળ, પમુ! કમુની ઝાલર ઝાલ.

એમ બધી પાછળની હાર, છુટી ન છટકી જાય લગાર.
પાડું સીટી ઇન્જીન જેમ, ખેંચું બળથી દોડું તેમ.

છુક છુક કરતો વેગે જાઉં, તમ સૌને ઘસડું હરખાઉં,
ઇન્જીન તો દોડે તે થાય, ડબા બધા પાછળ ઘસડાય.

હારદોર ગાડી મન ગમે, કીડી મંકોડી પણ રમે.
ઉભો જો સામે સિગ્નલ, હાથ ધરી લાંબા નિર્મળ.

ત્યાં ગાડીનું ઇસ્ટેશન, વાટ જુવે બેસારુ જન.
ઇન્જીન ગાડી ત્યાં અટકાય, ચડ ઊતર ઝટપટ ત્યાં થાય.

ઇન્જીન ગાડી એમ રમાય, છુકછુક કરતી દોડી જાય.

## સંતાકુકડીની રમત

- ચોપાઇ -

સંતાકુકડી ઝાકલ ઝાક, સંતાકુકડી ઝાકલ ઝાક.
બેની ! કરીએ તાલ મજાક, સંતાકુકડી ઝાકલ ઝાક.

બાપુને દેખી બા થાય, સંતાકુકડી ઝાકલ ઝાક.
મોઢે પાલવ ઓઢી જાય, સંતાકુકડી ઝાકલ ઝાક.

જોઇ મિનીને ઝટ સંતાય, સંતાકુકડી ઝાકલ ઝાક.
ઉંદર દરમાંથી ડોકાય, સંતાકુકડી ઝાકલ ઝાક.

ચાંદલીઓ આકાશે જેમ, સંતાકુકડી ઝાકલ ઝાક.
છુપી છુપી ડોકાતો તેમ, સંતાકુકડી ઝાકલ ઝાક.

અંધારાં અજવાળાં થાય, સંતાકુકડી ઝાકલ ઝાક.
રોજ દિવસ રાતે સંતાય, સંતાકુકડી ઝાકલ ઝાક.

ફરી સહવારે બ્હાર બતાય, સંતાકુકડી ઝાકલ ઝાક.

# જાતે કામ કરવું

• દોહરા • •

હોંશ મને હૈયે ભરી કંઇ કંઇ કરવા કામ
કાં ના કહેતી, બા! મને? જાણું કામ તમામ.

જાતે ન્હાતાં આવડે, જાતે જમતાં ખાસ,
મને ગમે મેળ્યે કર્યું, નહિ બીજાની આશ.

પંડે હું પહેરી શકું ઝભલું, જોડા સર્વ,
મને આવડે પહેરતાં: સૌને શાનો ગર્વ

કેમ નકામું બેસવું? કેમ કરી જંપાય?
કંઈ ને કંઈ દઉં હું કરી મનમાં એમ જ થાય.

કદી નકામો જો મને બા! બેસાર લગાર,
તો તો મૂઝવણનો મને કાંઈ રહે નહિ પાર.

માટે કરવા દે મને મુજ મેળ્યે જ તમામ;
જાતે કામ કર્યાં ગમે, બીજે હાથ હરામ

## બા આંગળીએ દોર

• ઉપજાતિ •

બા દોરને આંગળીએ મને તું,
ભૂલો હિલો ક્યાંક પડું રખે હું;
મેળે વડી મેદની આ ભરાણી,
જવું કહીં કેમ ? શકું ન જાણી.

ફૂટ્યા વળી આમ અનેક ફાંટા,
કઈ કેડીએ જાઉં, ન હોય કાંટા ?
દોરી ખરો મારગ તું બતાવ,
હું તો અજાણ્યો હજી બાળ સાવ.

એ આંગળી હેતભરી હુંફાળી,
સદાય દેતી ભય સર્વ ખાળી;
ભૂલો પડું કેમ ? તું દોરનાર
ઉંધીય વાટેથી ઉગારનાર.

જ્યાં વાટ જૂઠી, વસમી, અજાણી,
જ્યાં ભીડ ને ભૂલવણી ભરાણી,
ત્યાં આંગળી તૂજ સપાટ સ્હેલો
કેડો બતાવે સુખ સૌ ભરેલો.

• ચોપાઇ •

આમી ઝમે બાની આંગળી, સીડી સ્વર્ગતણી સાંપડી,
રૂડાં ઉત્તમ સુખનાં કાજ, અને પુણ્યની એ છે પાજ.

દેખાડે કેડો કલ્યાણ, માનું એ આંગળીની આણ.
એ આંગળીએ ચીંધ્યાં કામ મોટો થઇને કરૂં તમામ.

૧૪ ૬ : ૮૬

# બાળકની લખવાની હોંશ

• ચોપાઇ •

'બા ! જો હું બાપુજી થાઉં, ચશ્માથી કેવો દેખાઉં !
હવે થયો હું મોટો દેખ, લખી શકું વાંચી પણ પેખ.'

'મૂકી દે ચશ્માં તું ચોર.' બા પાડે ત્યાં તુર્ત બકોર :
'ક્યાંથી હાથ પડે હંમેશ ? એને પણ પરવા નહિ લેશ.'

એમ કહી ઝુંટવી લે માત, સાંભળતી નહિ બીજી વાત;
'લખવો છે પણ કાગળ એક, તેં તો બ્હેન વિસારી છેક;

મને સાંભરે વારંવાર, તેડું કાં તો કરીને તાર.
લીધી તેથી આ જો પેન, લખું તરત કે આવે બહેન.'

'વળી મળી ક્યાં·ઇન્ડીપેન, તું તો કવરાવે દિનરેન;
મૂકી દે, એ ભાંગી જાય, જંપ નથી કયમ તને જરાય ?'

'ત્યારે મારે લખવું કેમ ? તું ના પાડે સૌની એમ;
ભાંગ્યાનો ભય ખોટો વ્હેમ, લખું નહિ તો શીખું કેમ ?'

'આ લે બાપુ ! સીસાપેન, મૂકે નહિ તું લીધું વેન;
ભમરો ભૂંસ્યા કર તું ભાઇ ! હું તો હારી, તુંથી કાંઇ !'

# આગગાડી

• ચોપાઈ •

ઇન્જીનગાડી ધડધડ જાય, પૈડાં સઘળાં દડદડ થાય.
પીપુડીની પાડે ચીસ, બે હાથે દે બળથી ભીંસ.

જાય ધુમાડા ગોટાગોટ ઇન્જીન જાતું દોટાદોટ.
બહુ કરે ઇન્જીન બળજોર, ડબા દડે પણ હારાદોર,

ઘણા ડબાની લાંબી હાર, ઇન્જીન ખેંચે સઘળો ભા'ર
રૂંખી જેવી ગાડી લેંશ, રણુકી દોડે કાળી મેશ;

ઇન્જીન પણ રણુકીને 'ફૂક' નાસે વેગે બળથી ખૂબ.
હડફેટે કો ચડે અજાણ, કાઢે ચગદી કચ્ચરઘાણ.

## બાળ હાલરડું

• રાસડો •

મારૂં લાડીલું ફૂલ,
મારૂં કોડીલું શૂલ,
બાળ બુલબુલ હું ઝુલાવું ઝુલે. ટેક.

પમરે છે અંગરજ પુષ્પના પરાગ શી,
ઝુલે ઝુલાવતાં બહેકે બહુલ. મારૂં.

બાળકનાં નયણુંમાં નવલખ નૂર છે,
નયણુંની નીંદમાં નવાણું લખ ફૂલ. મારૂં.

કાલુડા બોલ મને વ્હાલનાં વધામણું,
ઊંઘમાં અબુધવાદ છંદો મંજુલ. મારૂં.

બાળ દંતકળીના હાસે હુલામણું,
મલકાતું ઊંઘમાં અમીથી અમૂલ. મારૂં.

જાગે બાલુડું, મારૂં જગત સર્વ જાગતું,
શૈયાની સોડ, સ્વર્ગસમણું પ્રફુલ્લ. મારૂં.

## વસંત હાલરડું

• ગરબી •

હાલરૂ તણે હુલામણે
ઝુલાવું બાલુડું મારૂં પારણે. ટેક.
આંજું નીંદર નેણુખામણે. ઝુલાવું.

રૂપાળું ઉંઘતી પાંપણે,
જોઇ જોઇ જાઉં વારી ઓવારણે;
કોટિક વારૂં કામને,
નયણે નીંદરને મીંચામણે. હાલર.

ફુલે પ્રફુલ્લ મ્હેક ફાગણે,
ફૂલબાગ ઝૂલે પમરતો આંગણે;
આંજ્યાં રૂડાં નેણુ કજળે,
ભૃંગ જાણું અબુજ અંકે ભામણે હાલર.

ગાતી કોયલ કંઠકામણે,
હિંચોળે મ્હોરી આંબે રળિયામણે;
લ્હેરી ઝુલે ઝાડ પાંદડે,
ઝુલાવે અલબેલી વેલ બારણે. હાલર.

રઢિયાળી નીંદર રિસામણે,
વીનવું માનિની નેણુ-મનામણે;
આંજું નીંદર નેણુખામણે,
ઝુલાવું બાલુડું મારૂં પારણે. હાલર.

## વીરાનું હાલરડું

• ગરબી •

વીરને ઝુલાવું પવનપારણે રે લોલ. ટેક.
પારણું તો પોયણુપાન જો. વીરને.

ફૂલે ફાલે વીર વાધતો રે લોલ,
હુલે ઝુલે લ્હેર લ્હાણુ જો. વીરને.

મોંઘા મરકતમણિના મોરલા રે લોલ,
હાલરૂ જડાવું હેમ સાથ જો. વીરને.

હાલરૂની હાલક લોલકે રે લોલ,
વ્હાલ તો વધે વીર માથ જો. વીરને.

વીરો મલકાય – લઉં વારણાં રે લોલ,
પોઢી પાંપણુ ચૂમી પાન જો. વીરને.

માડીજાયો વીર મ્હેકશે રે લોલ,
વાડીવધારણ છોડ જો, વીરને.

## હેમંત હાલરડું

• દેશી ગરબી •

હેમહાલરૂ હાલકલોલ હિંચોળું હું. ટેક.
હિંચોળું હું, બાળ હિંચોળું હું. હેમ.

હાલરૂએ હેમના હંસો જડાવું,
મરકત ઝમરખ ટાંગુ રૂડું. હેમ.

હૈયે હાલકલોલ હેતે હિંચોળું,
હાલે બાળક હુલરાવું કુણું. હેમ.

બાલુડું મારૂં વ્હાલું હીમ છે,
હૈયાની હુંફે હીમ પિગાળું હું. હેમ.

નવલી નીંદરડી નયણે નોતરૂં,
પ્રેમે અમી પીરસાવું ઉનું. હેમ.

રજનીના ઘેનમાં ગરમી ઘણેરી,
ગુલાબી લ્હેરનાં સમણાં સજું. હેમ.

## શિશિર હાલરડું

• રાસડો •

ઢીંગલી ઢબુરી, મારી ઢીંગલી ઢબુરી,
હૈયાની હુંફમાં ઢીંગલી ઢબુરી. ટેક.

હુંફાળું હાલરૂ ને હુંફાળી પામરી,
હિંચોળું હાથ દોર ઉનની ધરી. હૈયાની.

શઘડી જગાડી, શીત લહરી નસાડી,
નમણી નીંદર તુજ નયને ભરી. હૈયાની.

હુંફે હુલાસતી ને હુંફે વિલાસતી,
હુંફે હિંચોળતી નેણુની હુરી. હૈયાની.

શિયાળુ લ્હેરીઓ ધ્રૂજે છે બારણે,
ઝુલાવું પારણે પૂતળી પરી. હૈયાની.

ખળે ખેતર પણ તાપે છે તાપણી,
વગડે વળાવી છે ટાઢડી બુરી. હૈયાની.

# ગ્રીષ્મ-હાલરડું

મારા વીરને હિંચોળું શીતળ હીંચકે રે લોલ. ટેક
જેમ હીંચે મીઠાં ફૂળોના ફૂલ મારા.

ટાંગું પારણીએ ફૂલ મ્હોર મોગરા રે લોલ,
આંજું શીતલ કાજળ – બરાસ. મારા.

હું તો હિંચોળું, ઢાળું પવન વીંઝણે રે લોલ,
ધામ જાય, વાય વાયરા ગુલાબ. મારા.

શીળું પારણું ઝુલે સુગંધ મ્હેકતું રે લોલ,
જેમ વેલીઓ હીંચે વૃક્ષડાળ. મારા.

ઝાડ જંપ્યાં, જંપ્યાં મીની તીતી બધાં રે લોલ,
જંપે ઊંઘમાં વીરો રમતિયાળ. મારા.

શીળી છાયાની ઊંઘ મધુર મીઠડી રે લોલ,
જેવો કેસુડાં શીળા જળે અંઘોળ. મારા.

## વર્ષા—હાલરડું

પવન પારણે ઝૂલે છે વિમળ વાદળી રે લોલ,
તેમ ઝૂલે ઝૂલે છે મારો વીર જો,
વીરને ઝૂલાવું વ્હાલ વરસતે રે લોલ ટેક

ઝમે ઝરમર મેહુલા મીઠે જળે રે લોલ,
સ્નેહધારા ઝીલે છે મારો વીર જો. વીરને.

ઇન્દ્ર આભથી અમી અપાર વરસતો રે લોલ,
નીંદર અમી શી મીઠી લે મારો વીર જો. વીરને.

વાદળ વરસે ને વસુધા મહેકતી રે લોલ,
ફૂલી મ્હેકે મલકાય મારો વીર જો. વીરને.

વીજ ચમકે વાદળ ઘટાને વીંઝતી રે લોલ,
નેણ ચમકાવે ઉંઘમહીં વીર જો. વીરને.

# આનંદ ઉત્સાહ પ્રેરણા

• હરિગીત •

આનંદની વાતો કરો; દિલગીર દુનિયા છે બધી,
તેમાં નિસાસા તમતણા ન ઉમેરવા લગીરે વળી.
મારગ બધા નથી આકરા, શુભ સુલભ પંથે પરવરો,
ભૂલેલ ને થાકેલને એ સુખદ પંથ બતાવવો.

અફસોસ શોક તણા બધે ભણકાર ગાજે વિશ્વમાં,
દર્દો અને દુઃખો તણાં ભાલાં ઘણાં ભોંકી રહ્યાં !
ત્યાં આશ ને આનંદ ને ઉત્સાહ પ્રેરો પ્રેમથી,
ઉલ્લાસ જગવો અંતરે કલ્યાણ કેરી નેમથી.
પ્રભુતા બધે પ્રકટાવજો આનંદની વાતો વડે,
ના એ બને તો મૌન સેવો, ખોટ તેથી નહિ પડે.

વાતો વળી આરોગ્યની કરવી જીવનના જોસથી,
દુનિયાં બધી દર્દે દુભાણી દૂબળી કંઇ દીસતી.
તેમાં ઉમેરો ના તમારા માંદલા રણકારને,
બળ, શૌર્ય, વિક્રમના ઉછાળો ઊર્મિ અપરંપારને.

## બાળકોને રમવા દો

• દ્રુતવિલંબિત •

રમતમાં વિકસે બળ અંગનું,
રમતમાં વિલસે દિલ રંગ શું!
રમતમાં પણ શિક્ષણ છે રહ્યું,
રમતમાં સહુ જીવન ખીલતું.

રમત, બાળક સર્વ! રમ્યા કરો,
વિરલ સૌ સુખ લાભ જમા કરો;
રમતમાં વિસરાય મમત્વ ને
સમૂહનું હિત તે સહુનું બને.

સબલ ભેરૂતણી ભલી ભાવના
પ્રકટતી દિલ કોમળ બાળના;
કંઈ કંઈ નવ દર્શન પામવાં,
કંઈ કંઈ હૃદયો વિકસાવવાં.

સરલ સુંદર પાઠ પઢાવતી,
રમત જીવનજોમ જગાવતી;
કયમ પછી ન રમું? તું જ બા! કહે,
મન ખરૂં મુજ તો રમવા ચહે.

# એકલ લણનારી

• દોહરા •

ખેતર નિરખું એકલી કન્યા કો સુકુમાર
લણતી ને ગાતી જતી, રહું ઉભો પળવાર.

વાઢી વાઢી વાળતી અનાજ-પૂળા આપ,
ગમી-ગીત ગાયા કરે, હૃદય હશે પરિતાપ ?

સુણું સુણું, સૌ સીમ તો ગઇ બની ગંભીર !
ગીત નાદના પૂરમાં બધું ય વિશ્વ બધીર !

કોઇ કદી પંથીજને ચંડુલ કેરૂં ગાન
આવું ના મધુરૂં સુણ્યું ઝણઝણતું રવ કાન !

વસંતમાં કોયલ વળી કદી ન આવું ગાય,
સીમ અને સાગર બધે રવ મધુરા રેલાય !

કોઇ કહેશે કેમ ને શું ગાતી એ ગીત ?
કદાચ કંઇ ગત કાળનું ઉદાસ દ્રવતું ચિત્ત !
દુઃખતણો, દિલદર્દનો કદા હશે રણકાર ?
જગમાં એવા ઝીલવા હો ! રવ વારંવાર !

કન્યા તો ગાયા કરે, જાણ્યે નહિ કંઇ અંત,
ગાતી કામ કર્યા કરે, પળતો સુણતાં પંથ.
ધરાઇને મેં સાંભળ્યું ગમતું હૈયે ગીત,
રવ ઉરમાં રણકી રહ્યા વખત જતાં ય ખચીત !

# વીતેલી વર્ષા

• દોહરા •

કલરવ પંખીડાં કરે, નિર્મળ વહેતાં નીર,
સરોવરો છલકાય છે, શીતલ શાંત સમીર.

લીલા વાઘામાં લચ્યાં ખેતર ઝોલા ખાય,
ઉમંગ ખેડુત ઉરમાં, હળી મળી હરખાય.

ઢોર નિશંક ચર્યા કરે, કરે ન ઊંચાં શીર,
સાઠ ચરે સંગે છતાં જાણે એક ખમીર.

થાકયાં લાગે વાદળાં, ખૂટયાં ગગને નીર,
વિદાય થઈ વર્ષા હવે હારીને નિજ હીર.

વાડચે ઉડતા વાણિયા, વાત શિયાળુ વાય,
સીમતણી સોહામણી સમરા ઓસમ કાય.

હળ હોંશે હંકારતા, ગાતા ખેડુત ગાન,
ખીણે, સીમે, ગોંદરે, ગાજે છે ગુલ્તાન.

પોંક નવાન્ન તણા પડે, લાણી લ્હાણુ મણાય,
અઢળક ઢગલા અન્નના, ખળાં ગણ્યાં ન ગણાય.

વિરલ સરે કો વાદળી શોખ્ખા નભને ચોક,
દિલ આનંદી દીસતાં, રંગીલાં સૌ લોક.

# મા આવ્યાની વાટ

• દોહરા •

બે ગામડિયાં બાળકો ગરીબ ભાઈ બ્હેન,
એને દીઠાં એકલાં ટળવળતાં બેચેન.

બ્હેન હતી છો વર્ષની, ચાર વર્ષનો ભાઈ,
બ્હેન ફાટલી ઘાઘરી, જીર્ણું ઝભામાં ભાઈ.

પ્રભાતથી પોકારતો રડતો વારંવાર,
બ્હેન પટાવે ભાઈને, રુદન ઘટે ન લગાર.

બ્હેન કહે : 'બા આવશે જોજે હમણાં વીર !
ખાવાનું કંઈ લાવશે, ધાર જરા તું ધીર.'

તોય ભાઈ 'એ' એ'' કરે, હિબકાં છાંનાં ખાય,
'પણ ક્યારે બા આવશે ?' એમ કહી અકળાય.

'અબઘડી બા લઈ આવશે શેલડી ને વળી પોંક,
સાંભરતું નથી શું તને ? છે ગઈ કહી છચોક.'

'સંભાર્યાથી શું મટે ભરી પેટમાં ભૂખ ?
સાંભરતાં સામું વધે અંગે થતું અસુખ.'

'ચાલ શિળે પેલે જ'યે', અહીં તો તપી જવાય,
ઝાડ તણે ત્યાં છાંયડે શરીર શાતા થાય.'

એમ કહી દોરી ગઇ છાંયામાં નિજ ભ્રાત,
ઘડીક બેઠાં ત્યાં વળી જોતાં માની વાટ.

ફૂંકે શીતળ વાયરા, અડધ ઉઘાડાં અંગ,
ટાઢ ધ્રુજતાં તો કરે સૂરજ કેરો સંગ.

રોંઢાવેળા પણ વટી, લૂખી રાહ રટાય,
ઘડી તડકે ઘડી છાંયડે ફેરા ફોગટ ખાય.

હીંચોળે છે એમને તડકા ને વળી ટાઢ,
રાહતણી દોરી વડે મા આવ્યાની વાટ.

'જરૂર લેતી આવશે ખાવાનું કંઇ માત,'
રાત લગી એ રાહમાં દીન બહેન ને ભ્રાત.

# મોંઘીની ભેટ

• દોહરા •

બજાર કેરી ભીડમાં વળોટતો હું વાટ,
પાછળથી પાસે થતો સુણું કંઇ સુસવાટ

ખસું ખસું ત્યાં ખૂંદતી સાઇકલ ઝપટે જાય;
ભાંગી મારી લાકડી, ચગદીને મુજ પાય.

આગળ ચાલ્યો જાઉં ત્યાં દીઠી બાળા એક,
હૈયાફાટ રડયા કરે, છાની ન રહે છેક.

પૂછયું: 'બાપુ ! કાં રડે ? શું છે તારે દુઃખ ?'
પણ એ રોતી ના રહે, હિબકે ઉછળે કુખ.

ધીમે પંપાળી જરી છાની રાખી બાળ,
ણા જ એ બેસારતાં સમારતી નિજ વાળ.

'બોલ બહેન, શું નામ ? ને શું છે તારે કામ ?
પડી જવાયું શા થકી ? ઠેબાણી કો ઠામ ?'

'મા મુજને મોંઘી કહે, મેલી લેવા દૂધ,
ભાઇ પડયો છે તાવમાં, તેને નહિ કંઇ શૂધ.

ઝપટે પાડી સાઇકલે, છોલ્યું સર્વ શરીર,
પીડા નહિ તેની ગણું, પણ ઢોળ્યું મુજ ખીર'

લાગી એ રડવા વળી, હિબકાં હૈયું ખાય,
લોટો ખાલી દેખતાં અતિશય રોતી જાય.

'છાની બાપુ, છેક થા, લોટો લઇને ચાલ,
દૂધ ફરી લઇએ વળી, મળશે તાજો માલ.'

'માએ માંડ દળી દળી કરેલ પૈસા ચાર,
દૂધ દુકાનેથી હવે કેમ મળે ફરી વાર?

ખસૂસ વૈદે છે કહ્યું કરવા ખૂબ જતન,
દૂધ વગર દેવું નહિ અણુપૂછયું કંઇ અન્ન.'

એમ કહી હિબકાં ભરી રડી પડી ફરી વાર,
છાની તેને રાખવા કર્યા સ્નેહઉપચાર.

છેલાણી ને છાકટા સાઇકલના અસવાર,
હડફેટે પીડા થતી ગણે નહિ જ ગમાર.

ધસમસતા જાયે ધસ્યા લુંટાઇ જાણયે જાય:
પ્રલાણ કેરી પીડમાં છાક વસ્યો વરતાય!

મોંઘી મોંઘા મૂલનું રત્ન જ રગદોળાય,
ગમારને ગણના કશી? કચરી કોમળ કાય!

'ચાલ ઊઠ લોટો લઇ, દૂધ અપાવું બહેન!
પાજે જઇને ભાઇને, વળશે એને ચેન.'

એમ કહી ઉભી કરી, જઇ અપાવ્યું દૂધ,
ખુશી ખુશી બાળા બની, ભૂલી ગઇ સૌ દુ:ખ.

રૂપિયો ઉપર રોકડો આપ્યો તેને હાથ,
દૂધ રોજ લેવા અને પાવાને નિજ ભ્રાત.

ચમક્યાં એનાં નેણ શાં! જાણ્યે હરખ ન માય,
ઉર આનંદે ઊછળ્યું: સાજો ભાઈ જણાયા!

## અમે સાત છઈએ

• દોહરા •

સુખચેને જીવે સદા ભોળું ગભરૂ બાળ,
દર અવયવ જીવન ભર્યું, કયમ સમજે એ કાળ?

• ભુજંગી •

દીઠી એકદા એક મેં ગ્રામબાળા,
વીત્યા, તે કહે, સાત તેને શિયાળા;
દિસે વાળનાં ગૂંચળાં શું રૂપાળાં!
ઝુલે શ્યામ ઝુલ્ફાં કપાળે સુંવાળાં!

મીઠું મુખ, દેખાવ શો ગામડાનો,
પહેર્યો હતો ગ્રામપોશાક નાનો;
રૂડાં નેણ, તેથી અતિશે રૂપાળી,
બન્યો હું ખુશી રૂપ તેનું નિહાળી.

'તમે બ્હેન ભાંડુ બધાં કેટલાં છો?'
'પુછો કેટલાં? સાત ભાંડુ અમે તો.'
હશે કોણ? ને કેમ પૂછે મને આ—
રહી જોઇ તાજ્જૂબ થઇ એમ બાળા.

'અને એ બધાં કયાં? કહે બ્હેન બાપુ!'
કહ્યું કે 'બધાં સાતની ભાળ આપું:

'વડી બ્હેન બે સાસરે છે સિધાવી,
ગયા ભાઇ બે સીમ સામી વટાવી.

અને બે જણાં આ સુતાં છે મસાણે,
બચી બ્હેન ને ભાઇ ભીમો સુવાણે;

ઉભી આ અહીં ઝૂંપડી ઝાડ વાંસે,
રહું હું અને બા અહીં એહ પાસે.'

• ઝૂલણા •

'તું કહે બે ગયાં સાસરે, ને વળી
છે ગયા ભાઇ બે સીમવાટે,
તોય તમ સાત જણ કેમ? તે તું કહે,
મધુર બાલા! ઘટે કેમ ધાટે?'

નાની બાલા વદી કે અમે સાત જણ
બાંધવાં ભાઇબ્હેનો મળીને,
બે અહીં છે સુતાં આ મસાણે જુવો
ઝાડને ઓથ પડથાર નીચે.'

'તું ફરે દોડતી કન્યકા! ને બધે
અવયવે તરવરે જીવ તારે;
બે ઢબૂરેલ પડથાર નીચે પડયાં;
તો તમે પાંચ જણ ફકત ત્યારે.'

'આ હજી ચોતરા છે નવા તે જુવો,'
તુર્ત બાળા વદી એક શ્વાસે,

'બાર ડગલાં જ મુજ બારણેથી થતાં,
બેઉ પોઢે અહીં પાસપાસે.

હું અહીં રોજ આ ઢીંગલીથી રમું,
રોજ દાણા વળી અહીં જ વીણું,
ત્યાં વળી ભોંય પર પાસ બેસી કરી
ગીત હું તેમને ગાઉં મીઠું.

રોજ સાંજે વળી ઉજળું આભ ને
હોય ખુલ્લી હવા મધુર તાજી,
હું લઇ વાડકી દૂધ પીવા તણી
ત્યાં જઇ ખાઉં ને થાઉં રાજી.

જે બચી બ્હેન પ્હેલી ગઇ તે તણી
પીડ પોઢણ નહીં જાય દીઠી!
પણ પ્રભુએ શમાવી બધી પીડને,
ને પછી તે લહે નીંદ મીઠી

ને હવે જ્યાં અહીં તે સુતી છે તહીં
ઘાસ જ્યારે સુકાઈ ગયાં'તાં,
હું અને ભાઇ ભીમો અમે બે જણાં
રોજ ભેળાં મળી રમત રમતાં.

પણ પછી ભોંય ભીંજાઈ વરસાદમાં
હું ગઇ ઝીલવા નીર ઝરતાં,
ભાઇ ભીમો ગયો બ્હેન પાસે અને
તે ય સૂતો તહાં જીવ ઠરતાં'

'તો પછી કેટલાં તમ રહ્યાં ?' મેં કહ્યું,
'જો ગયાં બે જણાં સ્વર્ગ વાટે ?'
તુર્ત ઉત્તર મળ્યો કન્યકાને મુખે–
'હા મુરબ્બી ! અમે સાત છઇએ.'

'એ પરંતુ મુવાં, બે ગયાં છે મરી,
તેમના જીવ સ્વર્ગે સિધાવ્યા !'
અંધને આરસી પણ ન કી એ હતી,
કન્યકા તોય મન નિજ ખરૂં માનતી–
ને વદી: 'ના, અમે સાત છઇએ.'

## તરૂણુ ઉમેદો

• દોહરા •

તાજું જીવન તરવરે, કુમાર વય સુકુમાર,
ઉર અભિલાષો અવનવા પ્રકટે અપરંપાર.

હું જ્યારે ભણતો હજી નિશાળિયો નિરધાર,
જીવનઅનુભવ જગતના હતા નહીં જ લગાર.

પણ કો પંડિત દેખતાં પંડિત બનવા પ્રેમ,
સુણતાં વક્તા મન થતું બનું વક્તા હું એમ.

પંડિત મોટી પાઘડી પહેર્યાંથી જ થવાય !
છૂટ છટાથી બોલતાં વક્તા બની જવાય !

અગમ્ય એવા ખ્યાલમાં રાચું મનમાં રોજ,
કુમાર વયની કૂમળી માણું મનમાં મોજ.

એક વખત આદર હતો મંદિરમાં મેહફિલ,
અજબ ભજૈયો જાણતાં આતુર સુણવા દિલ.

સુણી ભજૈયો મન થતું થવા ભજૈયો એક,
ગાયક ગાન સુણી વળી ગાયક બનવા નેક.

મનનાં એમ મનોરથો દશે દિશે દોરાય,
લેશ ન ભાન લગામનું, તોયઉમંગ ન માય !

દેખી વળી કો શેઠિયો શેઠ થવાની હોંશ,
અધિકારી દેખી વળી અધિકારી બાહોશ.

વિરલ સ્થાન પદવી વિષે સકળ વ્યક્તિસંજોગ,
હોંશ હજાર કરે છતાં એક લહે ઉપભોગ !

પક્ષપાત પ્રભુનો ગણે તરૂણ કુમાર તુરંગ,
કુમાર વયના કૂમળા કાચા દિલના રંગ !

બહાદુર કો નરની સુણી કે વાંચીને વાત,
બહાદુર બનવા મન થતું, જેમ ઉછળતું જાત !

પરાક્રમો મોટાં કરી પ્રસિદ્ધ બનવા કોડ,
ઉરમાં કૈં કૈં ઊઠતા અગમ્ય ઉર્મિ ક્રોડ,

પણ જ્યારે જગધૂંસરે જન સર્વે જોડાય,
કોઈ મુકાદમ, મજુર કે ચાકર મહેતો થાય !

ઉમેદ ને આશા બધી, હોંશ અને ઉલ્લાસ,
કુમાર વયનાં કયાં જતા ? કર્યા કરૂં જ તપાસ !

# ટિપ્પણ

### ૧ વાસંતિક ટહુકો

વસંતમાં કોકિલનો મીઠો રવ સંભળાય છે, પણ કોકિલ કેવળ અદૃશ્ય રહે છે; એવા અમૂર્ત વાસંતિક ટહુકારને ઉદ્દેશીને આ કાવ્ય લખાયું છે. આમા શ્રવણમધુર ટહુકો સંભળાવા છતાં ટહુકો કરનાર કેવળ અગોચર રહે છે, એટલે એને વાસંતિક ટહુકો કહ્યો છે. જીવનના વસંતમા હૃદયમા પ્રેમોદ્‌ગારનો ઉદ્ભવ થાય અને તેમાંથી પરિણામે પ્રેમપરબ્રહ્મની ઝાંખી થાય એવો કંઇ ભાવ આ કાવ્યમાં ઉતારવાનો પ્રયત્ન છે.

**વિરત ટહુકો** = વિરમી વિરમીને સંભળાતો કુહુરવ.

**વિયત પથમાં** = આકાશમા, ગગનતલમા.

**લાજતો** = વિરમી વિરમીને સાદ કરનાર પોતે અદૃશ્ય રહીને કુહૂરવ કરે છે, માટે એ પ્રકારના રવને શરમાતો કહ્યો છે. પ્રેમના આન્તરધ્વનિની ગુપ્ત અને કંઇક અગમ્ય પ્રેરણાનું સૂચન છે.

**પ્રણવધ્વનિ શો ... વગેરે** = જાણે બે કે ત્રણ ૐકારધ્વનિના એક સાથે ઉચ્ચારાતા ગંભીર રવ હોય એમ કુહુરવ ગર્જી રહે છે.

**મધુર રવની ... પ્રતિધ્વનિ** = આ કોઇ મધુર રવોના અમૂર્ત ઊર્મિ હશે ? કે હૃદયના સ્નેહોર્મિના કંઇ પ્રતિધ્વનિ હશે !

સંદેશા સખીદિલના = સ્વર્ગીય સ્નેહના કે રાનમના સંદેશા.

શ્રુતિગુણતણાં સાક્ષી ... વગેરે = કાને મધુર રવ-તો સંભળાય છે, પરંતુ કર્ણનાં સાક્ષી બનવા નયનો અસમર્થ છે કેમ કે તે ટહુકો કરનારને દેખી શકતાં નથી.

કહું કહું કરે ... વગેરે = ઘડીએ ઘડીએ લઘુ લઘુ કુહુરવ સંભળાય છે, પણ એ મધુર રણકારની દીર્ઘ લ્હાણ મળતી નથી; તેથી તે અમૂર્ત વાણી જાણે બધું જે કહેવાનું છે તે મોકળા મનથી કહી દેતી નથી, પણ અધૂરું રાખે છે, એમ કલ્પના છે.

રાનમદિલના ... વગેરે = સવિશેષ ખ્યાલ એમ થાય છે કે દિલદારના ખરા જીગરના સ્નેહસંદેશા સાંભળવાને શું હું લાયક નથી ? અથવા એ માલકના કંઇ વિપરિત આદેશો મારા જેવા મુલાયમ દિલના આશકને સંભળાવવાના વિચારે એ અમૂર્ત વાણીનો કંઠ શું ગળગળો થઇ જાય છે ? અથવા પ્રેમરસના એ સદેશાની ઉષ્મા એ કંઠને કંઇ આર્દ્ર કરી દે છે ?

શ્રુતિલ્હાણું ગયું = મધુર કુહુરવનો શ્રવણઆહ્લાદ બસ ગયો, અને દર્શનના અભાવ ભેગી હવે શૂન્ય બધિરતા પણ છવાઇ ગઇ.

ઉરઝરણના ઊર્મિ... વગેરે = એ ઇશ્વરી પ્રેમની લઘુ માર્મિક પ્રેરણાઓ દ્વારા ઉરમાં કંઇ કંઇ પ્રકારના સ્નેહોર્મિ ઊછળી રહ્યા, અને જાણે સાક્ષાત પ્રણયપરબ્રહ્મના ૐકારના પડઘા હૃદયના ઊંડાણમાં કાયમ માટે કોરાઇ રહ્યા !

૨ કોકિલાને

આ કાવ્યમાં કોકિલા અગોચર તો છે, પણ તે સાદ તે કુહુરવ કોકિલાનો છે એવું ભાન હોવાનું આગળ કડી ૪ માં બતાવાય

છે, અને ત્યા તેને સહસ્રારમાથી પ્રેમમંત્રી લલકારનાનું કહેવામા આવે છે. તેમ છતા, આરંભની ત્રણ કડીમા તે સુમધુર સ્વર કોનો અને કયાથી આવે છે ? તે જાણવાની, અને કુહરવ કરનાર એ મધુર વ્યક્તિ કોણ છે ? કેવી છે ? તે જોવ ની અધીરાઇ ચીતરવામા આવી છે

અમૂર્ત વાણી ... વગેરે = કુદરતની એ અમૂર્ત વાણીમા સત્યદર્શન થતા તેને વેદવાણી કહેવામા આવે છે.

ચૈતન્યવાણી .... વગેરે = એ રસિલા કુહુરવો આખા વિશ્વમા જાણે ચેતના ભરી દેતા અને સ્નેહરસ રેલાવતા લાગે છે.

એના ટુંકા સબોધનો – 'કહુ કહૂં' કરીને કહેવાની ખરી માર્મિક વાત જાણે કહેતા નથી તેથી હૃદયમા તાલાવેલી વધે છે, અને વિલંબિત વચનો વસમા લાગે છે. એટલામા કોકિલ ઊડી જવાથી કે તેના બોલ છેક બધ પડી જવાથી જગતભરમા શૂન્યતા અને અંધકાર છવાઇ રહેતા લાગે છે, અને સર્વ ઇન્દ્રિયગ્રામ જડવત્ થઇ જાય છે.

સ્નેહવાણીના શ્રવણની પિપાસા હજી જાગૃત થઇને શ્રુતિભોગની ઉત્સુકતા વધે છે એટલામા સ્નેહી સ્વજન મૌન ધારણ કરી લે એ તો અસહ્ય થઇ પડે !

### ૩ સુમનને

જીવનભર હાસ ટકતું = પાખડીઓ ચીમળાઇ ખરી પડે અને જીવનનો અંત આવે ત્યા સુધી, હે પુષ્પ ! તુ તારું હાસ – આનંદ શી રીતે ટકાવી રાખે છે ?

અને શાથી દાખે ... સુરભ = અને તારા કોમળ સુકુમાર દિલમાથી એની સ્વર્ગીય સુગંધ મરતા લગી શી રીતે પમર્યા કરી શકે છે ?

ન શું ઝંઝાવાતો ... વગેરે = આ સંસારજીવનમાં ઝંઝાવાત, તાપ, ક્લેશ વગેરે વિષમ પરિસ્થિતિમાં તને તારા ઉઘાને બધું અનુકૂલ શી રીતે થાય છે ! એમ સમગ્ર પ્રકૃતિને અનુકૂલ કરી લેવાનો કંઇ સહેલો માર્ગ તને જાણવામાં હોય તો, બાપુ ! તું તે મને બતાવ, કે તે માર્ગે હું પ્રયાણ કરૂં.

ખરે, વૃત્તિ તારી ... વગેરે = ખરેખર, તારા દિલની વૃત્તિ બાલક જેવી શુભ નિર્મલ છે.

અખંડાનંદે ... વગેરે = બાળક માફક તારી જીવનવલ્લી પણ અખંડાનંદે ખીલતી રહે છે.

તને રાગદ્વેષો ... વગેરે = જગતજનને રાગદ્વેષ, શીતોષ્ણ, આદિ દ્વંદ્વ – એટલે પ્રકૃતિના વિરુદ્ધ ગુણો–જે કનડી રહ્યા છે, તે તને કાંઇ નડતા નથી, કેમ કે તું તો તે બધામાં સામ્ય ગણે છે. એ સામ્યાવસ્થાનાં દૃષ્ટાન્તો નીચેની બે કડીમાં અપાય છે જેનો અર્થ સ્પષ્ટ છે.

છેલ્લી કડીમાં સુમનને પૂછવામાં આવે છે કે એવી સામ્યાવસ્થા શી રીતે તારામાં જીવનભર જામી રહે છે તે, કહે, શી રીતે શીખાય !

૪ સખી ચંદ્રાને

સુધા દ્રવંતા ... વગેરે = અમૃત ઝમતા હૃદયથી શોભતી

તું રાસમાં લીન = તું આકાશમાં તારલીઓ સાથે જે અદ્ભુત રાસ ખેલી રહી છે તેમાં આખી સૃષ્ટિ લીન થઇ ગઇ છે, અને તેં પ્રેરેલા કંઇ મોહમાં સમષ્ટિ મુગ્ધ બની ગઇ છે. ચાંદનીની ઉજ્જ્વલ રાત્રિના સુખમય શાન્તિમય સમયનું આ વર્ણન છે.

અમૂર્ત તો યે ... વગેરે = તું કોઇ અમૂર્ત પરમતત્ત્વ છતાં જીવોના-

અંતરની ભાવના ઉજાળવા માટે અને સંસારની વિષમતામાં શીતલ શાન્ત સમભાવ પ્રસારવા માટે તું આવું સૌમ્ય સ્વરૂપ ધારણ કરી અવતરી છે, એમ કહેવાનો ઉદ્દેશ છે.

કડી ૩ માં ચંદાને પવિત્રતા અને પ્રેમની પ્રેરક અને પોષક કહી છે. કડી ૪ માં તેને સર્વવ્યાપી બ્રહ્મરૂપ કલ્પવામાં આવે છે, અને તેની સર્વવ્યાપકતાનાં દૃષ્ટાન્તો રજુ કરાય છે.

પીયૂષ મીઠાં અધૂરાં શું પાવાં ? = મધુર અમૃતપાનની તૃપ્તિ જ ન થાય, અને ગમે તેટલો દીર્ઘકાલ તેનો ઉપભોગ લેતાં છતાં સદા અતૃપ્તિ જ રહે, એવા ભાવથી ચંદાને ચાલ્યા નહિ જવા માટે અને ઘડીક હજી શોભવા માટે વીનવવામાં આવે છે કે 'તું ઘડીક વાદળીઓમાં રમી વિરમીને રંગબેરંગ બનવાનો આનંદ લે.'

આ વાદળી આત્મસ્વરૂપ કીધી ... વગેરે = ચંદાનો આશક માને છે કે પોતાનું વીનવણું માન્ય રાખીને સુખી ચંદાએ વાદળીઓમાં વિહરવાનું સ્વીકારી તેને પણ આત્મસ્વરૂપ કરી – ઉજાળી દીધી, અને અખિલ સૃષ્ટિ પણ એવી તો ધવલ ઉજ્જ્વલ બની રહી કે જાણે તેણે ચંદા સાથે અભેદ દીક્ષા લીધી હોય ! આશકને પ્રકૃતિમાત્ર પોતાની માશૂક – ચંદાસ્વરૂપ બની ગયેલ લાગે છે. આ દૃશ્ય જોઈને આશકને પોતાની ચંદા – માશૂકની રશ્મિરસી ગ્રહી ગગનમાં ચઢી જવાની, અને પ્રેમમૂર્તિ ચંદાને પહોંચીને તેમાં અભેદભાવે વિલીન થઈ જવાની વૃત્તિ જાગે છે.

છેલ્લી કડીમા ચંદા એક અખંડ પ્રેમતત્ત્વ, બ્રહ્મમૂર્તિ, અને વિશ્વવ્યાપક ચૈતન્ય હોવાનો સાક્ષાત્કાર થાય છે.

### ૫ લહરીને

આ કાવ્યમાં મીઠી ગુલાબી ધીમી ધીમી આવતી પવનની લહરીને

આવકાર આપીને સંબોધવામાં આવે છે:

સંદેશ કંઇ લાવે ... વગેરે = શું સનમનો કંઇ ગુપ્ત સંદેશ લઇને તું આવે છે?

માશુક કંઇ બક્ષે ... વગેરે = સનમને કે નિસર્ગને માશૂક ગણીને કહેવામાં આવે છે કે એ માશૂકે પોતાના જીગરની મીઠી ઊર્મિની લહેરો મને કંઇ આપવા તને મોકલી છે?

સંદેશ એ કહે ... વગેરે = તો તો માશૂકના હૃદયોર્મિના સંદેશા જલદી કહી દે, અને ધીમેથી કહેજે.

એ બોલગૂલો ... વગેરે = માશૂકના બોલગૂલોને તો શિરે ધરવા તત્પર છું.

લહેરો જિગરની ઉપરે હીંચું = એના હૃદયની હીંચતી લહેરો જેમ હિંચોળે તેમ હીંચવા ઉત્સુક છું.

દિલદારનું દિલ ... વગેરે = એ દિલદારના દિલને મારા સ્નેહથી તરબોળ કરવા ચાહું છું.

હવે પછીની ૫ થી ૯ કડીમાં મીઠી પવનલહરીનું કુદરતી વર્ણન કરતાં કરતાં તેનાં વખાણ કરીને સનમનો ગુપ્ત સ્નેહસંદેશ કહી દેવા માટે તેને વીનવવામાં આવે છે.

ૐકાર ઊંડા ... વગેરે = લહરી જાણે પરમતત્ત્વની – સનમની દૂતિ હોય તેમ તેનાં સવિશેષ વખાણ કરી વીનવવામાં આવે છે કે તારે સ્વે તો ઊંડા ૐકારરવ લલકી રહ્યા છે, તારા હૃદયની ઊર્મિમાં અદ્વૈત ભાવ લોટી રહ્યા છે. (પવનની લહેરો સુગંધ દુર્ગંધ બધાંમાં સમભાવે વિહરે છે માટે.) માટે એવો સમભાવ શીખવાડ, હું માગું છું તે સ્નેહસંદેશ આપ, અને તું મારી મુર્શદ બનીને મને આપ્યા પ્રેમની મંત્રદીક્ષા દે.

### ૬ પ્રભાકરને ભાવાઞ્જલિ

સૂર્યોદયના પ્રાતર્દર્શનથી સ્વાભાવિક જાગ્રત થતા ભાવો, કુદરતમાં પ્રભાતે પ્રકટ થતી જાગૃતિ, અને સર્વમા સ્ફુરી રહેતી ચેતનાનું વર્ણન આ કાવ્યમાં કરેલું છે. અર્થ સ્પષ્ટ છે.

### ૭ કુદરતને યાચના

કુદરતનાં વિવિધ જડ અને ચેતન સત્વોની સહાનુભૂતિ બાંધવભાવે માગવામાં આવે છે. અર્થ સ્પષ્ટ છે.

### ૮ વસંતલીલા

ક્લાન્તભાવો હરે છે = દુનિયાના ક્લેશયુક્ત પરિશ્રમથી પેદા થતા ખિન્ન ભાવોને વનની મીઠી સુગંધલહેરો દૂર કરે છે.

વચન મધુરાંના અનુવાદ પેરે = કોકિલના દિવ્ય કુહુરવો જાણે પ્રિયજનના મધુરાં વચનોના અનુવાદો હોય એમ ઉત્પ્રેક્ષા છે.

મરકતતણી મેખળા = પર્વતના કટિભાગે ઊગેલ વનસ્પતિ વસંતમાં નવપલ્લવિત લીલીછમ દેખાતા જાણે તેણે મરકતમણિની કટિમેખળા પહેરી હોય એવું લાગે છે.

વલ્લી–ઝૂલે ... વગેરે = પવનલહરી બહેનો પોતાના બન્ધુફૂલડાને વલ્લીઓના ઝૂલામાં સુવરાવીને મંજુલ હાલરડા ગાઇ હિંચોળતી હોય એમ લાગે છે. કુદરત બધીમા કૌટુમ્બિક સ્નેહશૃંગાર દશ્ય થાય છે. અને એ પ્રિય જનના સહવાસનુ પરિણામ છે; નહિ તો એની એ કુદરત કંઇ જુદી જ લાગે.

નં.ચેની કડી ૩ થી ૬ માં વસંતઋતુમા કુદરતના આનંદવિહારનું, પંખી, પશુ અને વનસ્પતિના સ્નેહઆવિર્ભાવનું વર્ણન છે.

તે આ મીઠો મનસીજ સખા = આ અનંગ જે

આપણા વિરહ વખતે ક્રૂર કઠોર જણાતો હતો તે આજ સુખસહ-
વાસની પરિસ્થિતિમાં કંઈ ઓર આર્દ્ર – સવિશેષ કોમળ દીસે છે.

તવ મધુર ને સૌમ્ય ચૈતન્ય કેરૂં ... વગેરે = આમ મનસીજ
સાનુકૂલ અને નિસર્ગ આહ્લાદમય લાગવાનું કારણ એટલું જ કે
હે વહાલી! તારૂં સુમધુર સૌમ્ય ચૈતન્ય અહીં શીતલ ઝરણરૂપે
અખંડ રેલી રહ્યું છે, અને બધી પ્રકૃતિ તો એ અખંડ ઝરણમાંથી
આનંદના જલબુંદ માત્ર ઝીલી રહી છે.

૯ વસંતવીણા

આ કાવ્યમાં માધવની મુરલી માફક વસંતવીણા આખા જગતને
આનંદમાં નચાવી રહ્યાનું વર્ણન છે. અર્થ સ્પષ્ટ છે.

૧૦ મધુમાસમહિમા

આમાં સ્વર્ગીય હોરીના આનંદખેલનમાં ઇષ્ટ સાથેના અભેદનું ભાન
કરાવાય છે. અર્થ સ્પષ્ટ છે.

૧૧ મધુકરનો મંત્ર

અહીં ભ્રમરના સારગ્રાહીપણાને ઉદ્દેશીને, આનંદગુંજનમાં નિરંતર
રહીને, જ્યાં જ્યાં સ્નેહસંપાદન થઇ શકે ત્યાંથી રસતત્ત્વ ગ્રહણ
કરવાનું કહેવામાં આવે છે.

૧૨ સાગરતીરે સંધ્યા

શણગાર સજી વરવા આવેલી સંધ્યાસખીના સ્નેહલગ્ન માટેની
સાગરની ઉત્સુકતા આમાં ચીતરવામાં આવી છે. એ લગ્નોત્સવના
ઉત્સાહની લહાણ સૃષ્ટિનાં જીવ નર્તવ બધાં જનૈયાં જેવાં લઇ લઇને
રાત્રિ સંગે હસી હસી તાળી દેતાં વિદાય થાય છે.

૧૩ ચાંદની રાત

ચંદ્રથી ઉજ્જ્વલ રાત્રિનું આમાં વર્ણન છે. અર્થ સ્પષ્ટ છે.

### ૧૪ ચંદાઆનગાઉ

રૂપેરી આકાશના તળાવમા જાણે ચંદા છૂટથી સ્નાન કરતી, અને સ્નાન કરી રહીને નીલામ્બર તારાજડિત સાળુ સજી ધીમે ધીમે ગગનમા ઊચે ઊચે ચડતી ચીતરનામા આવે છે, અને તેને આરોહણ-ખેદથી પરિશ્રમ પડતો જણાય છે

### ૧૫ શિખરિન્ અને સરિતા

ભવ્ય પર્વતની તળેટીમા સરિતાના મનોહર પ્રવાહના દૃશ્યથી દશાની મહત્તા અને ભવ્ય ગભીરતા આગળ બધા કુદરતી તત્ત્વો જાણે પોતપોતાની અંશમાત્ર ચેતના ભક્તિભાવે અર્પણ કરી ગયા લાગે છે. અને એ જોઈને આપણને સર્વસ્વ અર્પણ કરી દેવની પ્રેરણા થાય છે.

સૃષ્ટિ સગાનને કાન ધરતી = નદીના પ્રવાહના મદ મદ ખળ ખળ અવાજ સાથે પક્ષીના મૃદુ કલરવ ભળતા એવુ અદ્ભુત મનોહર સગાન જામે છે કે જાણે બધી સૃષ્ટિ તે સાભળવા માટે શાન્ત બનીને કાન ધરી રહી લાગે છે

સરિત વિનિમય કરે સીકર અર્પી = પવનલહરીઓ સુમનોનો પરિમલ લઈ લઈ આવે છે તેને સરિતા પોતાના ઠંડા સીકરો-વારિના છાંટણા આપીને લહરીઓ પાસેથી પુષ્પોનો પરિમલ અને ઊડી આવતા પુષ્પો પણ બદલામા લેતી હોય એમ જણાય છે અને ગિરિરાજનું પાદપ્રક્ષાલન કરી। સરિતા ઉપર પ્રમાણે મેળવી લીધેલા પુષ્પોથી અને તેના પરિમલથી ગિરિચરણે અંજલિ અર્પે છે.

આવા ભક્તિભર્યા ગભીર ભાવોના દર્શનથી ઈશ્વરશક્તિ ઊભરાવાથી દરેક વ્યક્તિ પોતાનુ આત્મચૈતન્ય પ્રભુને અર્પણ કરે છે.

### ૧૬ અરિતારત્નચવર

પર્વતમાથી નીકળીને ઠેઠ સમુદ્રમિલન સુધીનું સરિતાના કુદરતી

વહનના દશ્યનું યથાર્થ વર્ણન સરિતાના સ્વયંવરરૂપે કરવામાં આવ્યું છે.

**નિમ્ન પથે પળી** = નીચા ઢોળાવને માર્ગે ઝરણનું કુદરતી વહન થાય, માટે આ તરુણ નિર્ઝરિણી પોતે નીચે નીચે માર્ગે ચાલતી થઇ એમ કહે છે.

**નહિ કાંઇ ગતિનું જ્ઞાન... વગેરે** = ગિરિવર તાતનો અંક છોડીને ચાલતી એ સરિતબાલિકાને હજી કયે માર્ગે ગમન કરવાથી સમુદ્ર-સંગમે પહોંચાશે તેનું પૂર્વદર્શન હોતું નથી.

**દ્રુતવિલંબિત માર્ગમાં ભૂલી વને** = કોઇ સ્થળે બહુ ઢાળ વાળો માર્ગ હોય ત્યાં ઝરણું ઝડપથી દોડતું જણાય, અને વળી સપાટ જમીન આવે ત્યાં તેની ગતિ મંદ પડતી જણાય, અને વૃક્ષઝુંડનાં વન આવે ત્યાં અટકીને ગતિ બદલવી પડે, એ પ્રકારના વહનનું આ વર્ણન છે.

**બન્ધુ દશક શત** = મોટા મોટા પાષાણ કે ખડકો જે બધા પર્વત-ના પરિવાર છે તેને પોતાના સેંકડો બન્ધુઓ કહે છે. એ બધા આડા પડેલા ખડકોને બાલસરિતા વક્ર ગતિથી વટી જતી હોવાથી તેઓ તેને પકડી કે રોકી શકતા નથી.

**લઘુ ઉપલ વ્રાત અનેકને** = નાના નાના અસંખ્ય પ્હાણકા-બન્ધુઓના શિર ઉપર થઇને અને તેમને રડતા મૂકીને સરિતા પોતાના અભિલાષના આવેગમાં કૂદી જાય છે.

**એ તો રહ્યા પોકારતા .... વગેરે** = એ બધા નાના ઉપલબન્ધુઓ પોકારતા અને અશ્રુ સારતા જણાય છે; અને તેમનાં અશ્રુથી ભીંની થયેલી સાડી પકડી રખાયાથી જાણે ચીરાતી હોય, અને સાડીમાં અટવાઇને પ્હાણકાઓ તેની ગતિ રૂંધતા હોય, એવું દશ્ય એ લાગે છે.

લઘુવય સહોદર સ્નેહ .. વગેરે = બાળ બન્ધુઓ મોટી બહેન સાથેનો સ્નેહ એકાએક છોડી શકે નહિ

જડ બાલબુદ્ધિ. વગેરે = નાના નાના પાષાણોને જડ અને બાલબુદ્ધિ કહ્યા છે એ જડ અબુધ બન્ધુઓ સરિતાના સ્નિગ્ધ અને મુગ્ધભાવો શી રીતે સમજી શકે? 'સ્નિગ્ધ અને મુગ્ધભાવ'ના પ્રયોગથી હવે સરિતા નવયૌવનાવસ્થામા આવ્યાનુ સૂચન કર્યું છે

લાચાર થઇ નિજ કાજ સોપ્યુ ...વગેરે = સરિતાને વહી જતી અટકાવવામા લાચાર બનવાથી તે ઉપલબન્ધુઓએ તેને રોકવાનુ કામ તરુવરોને સાનમા સમજાવી દીધુ, અને પવનની લહરીઓ સાથે ઝાડવાના પર્ણરૂપ કર્ણમા તે બાબતના ગુપ્ત સદેશા મોકલી દીધા નાના નાના પાષાણોના ઢગનામા થઇને સરિતાનું વહન થતા જે મદમદ ખળખળ ધ્વનિ થાય તે ધ્વનિના સદેશા પવનલહરીઓ લઇ જઇને જાણે દૂરના વૃક્ષોના પાદડારૂપી કર્ણમા ગુપચુપ કહી દેતી હોય, એમ બતાવવામા આવ્યુ છે હવે અહીંથી પર્વતની તળેટી નીચેના ખીણપ્રદેશની વનઘટામા સરિતાનો પ્રવેશ સૂચવાય છે.

તરુઝુડ ત્યા આડું ફર્યું વગેરે = વનવૃક્ષોનું ઝુડ પાષાણોનો સદેશો સાભળીને સરિતાને પકડી રાખવા માટે આડુ ફરીને ઘેરી વળ્યુ, અને ઘડીવાર તેને રોકીને મૂઝવી, તેથી સરિતાનું દિલ રોષથી ઊભરાયુ. ખીણપ્રદેશ કઇક સપાટ હોવાથી અને વનરાગ આજુબાજુમા ઝૂકી રહેલી હોવાથી નદીનો વેગ ધીમો તેમ જ વિપુલ થાય છે, તો પણ તેમા ઉપરના ઢોળાવવાળા પ્રદેશનું ઉતાવળુ અખડ વહેન ચાલુ આવ્યા કરે તેથી તેના પાણી જોખાળ થવાથી આગળ વધવાનો તેનો વેગ સ્વાભાવિક રીતે વધે છે

રીસે ભરી ઉન્મત્ત તોફાને ચડી .. વગેરે = વધના જતા

વારિના જથ્થાને અને તેના વધતા વેગને ઉદ્દેશીને કહેવાય છે કે સરિતા વનઘટામાં ફસાવાથી રોષે ભરાણી છે અને મસ્તીમાં આવી ગઈ છે, અને હજારો તરુવરોને ઉખેડી ઉખેડી પોતાના પ્રબળ પ્રવાહમાં ખેંચી જાય છે. આમ સરિતા પોતાનો માર્ગ ખુલ્લો કરી લે છે.

નિર્બળ બીજાં વૃક્ષો .... વગેરે = સરિતાના પ્રવાહતટને છોડી દૂર ઊગેલાં બીજા વૃક્ષો જાણે નિર્બળ હોવાથી દૂર ઊભાં રહેલાં અને સરિતાનાં ઊછળતાં પાણીના પૂરના જોમદાર પ્રભાવની દૂર રહ્યાં રહ્યાં વાતો કરતાં આલેખવામાં આવ્યાં છે.

મમ પ્રમદ યુવા ખીલતાં ... વગેરે = હવે સરિતા પ્રમદ યુવાવસ્થામાં આવેલી છે, અને પ્રગલ્ભકામા – તીવ્ર ઉત્સુકતાવાળી બની છે.

મદમસ્ત દિલની જે રુચિ ... વગેરે = સરિતાની યૌવનમદની સ્નેહપિપાસાને વની વનસ્પતિ શી રીતે સમજી શકે ? વનસ્પતિને વની કહીને તેનામાં સંસારી સ્નેહનું કે દામ્પત્યપ્રેમનું અજ્ઞાન સૂચવ્યું છે.

ભીની રસે હું ... વગેરે = સરિતા પોતે સ્નેહરસમાં આર્દ્ર છે અને પોતાના જેવા રમાળ ઉર વાળાને ઢૂંઢે છે. તે સ્વયંવરમાં કેવા વરને વરવા ઇચ્છે છે તે વાતનો તેનો સંકલ્પ વ્યક્ત થાય છે.

અહીં તહીં લળી લળી ... વગેરે = સરિતાના આગળ વહેનમાં નિમ્ન અને સપાટ ભૂમિભાગો આવતા જાય છે, તથા તેની ગતિ વાંકીચૂંકી પણ થતી જાય છે. એટલે જાણે તે લળી લળીને પોતાના પ્રિયને ખોળતી હોય અને એ સ્નેહશોધના આનંદમાં ઉર હેળાને શ્રમ ઉતારતી હોય, એમ એના સર્પાકાર વહનને ચીતરવામાં આવ્યું છે.

પથમાં અગાડી બહેનડી ... વગેરે = પોતે જે ગિરિતાતના ખોળામાથી નીકળી આવે છે તે જ ગિરિવરે પાછળ મોકલેલી તેની ઘણી સખીઓ આગળ ચાલતા તેને આવી મળે છે, અને એ બધી સાહેલીઓ તેના પિતાએ મોકલેલા સ્નેહભીના (વારિરમતવાળા) મ દેશા તેને અર્પે છે.

હું કાજ સાડી સુમન સુંદર ... વગેરે = આજુબાજુના પુષ્પવૃક્ષોમા થઈને આવતા એ બધા ઝરણાના પાણીમા પુષ્પોના થરના થર તરતા આવતા દીસે છે તેને જાણે સુમનની સુંદર ભાતવાળી સાડી લગ્નોત્સવપરિધાન-પાનેતર તરીકે પિતાએ સરિતાપુત્રીને મોકલી હોય, એમ કલ્પના છે.

પાલવ ચડાવી ફેનલેખા ... વગેરે = વળી એ માગલિક લગ્નપરિધાનવસ્ત્રને રૂપેરી ફેનલેખાનો પાલવ ચડાવ્યો હોય એવુ તે વેગથી વહી આવતા ઝરણાના જામેલા ફીણનું દશ્ય લાગે છે.

પાથેય મધુરૂં અમૃતરસનું = ગિરિતાતે વળી પોતાની વહાલી સરિતાપુત્રી માટે તેની સાહેલીઓ જોડે મધુર અમૃતરસનું ભાતું પણ મોકલ્યું છે. આ બધા સ્નેહસંપેતરા પુત્રીના વર શોધવાના પ્રયાણમા પિતાની સમ્મતિ દર્શાવે છે.

ચોગાન બેસી પાન કીધું ... વગેરે = પિતાએ મોકલેલું સ્નેહનું ભાતું આગળના સપાટ પ્રદેશના ચોગાનમા વિરમીને, સૌ સખીઓ સાથે મળી, મધુર ધીમી વાતો કરતી કરતી આરોગે છે. અહીંયા ચોગાનમા એ સર્વનો અભેદ સથવારો થતો સૂચવાય છે.

ઓઢી નવલ વસ્ત્રો પિયરનાં ... વગેરે = હવે સરિતા ઉદ્વાહયોગ્ય પુખ્ત બની છે, એટલે સાહેલીઓ દ્વારા મળેલા પિયરના નવવસ્ત્રો ધારણ કરીને નવવધુ જેમ શણગાર સજી તૈયાર થાય છે, અને

પોતાની બધી સખીઓ સાથે અદ્વૈત ભાવે – એકરૂપ બનીને – પોતાના પ્રિયને શોધવા આગળ ચાલે છે.

સર્વાંગ ફૂલી બની ઠની = ઉદ્વાહયોગ્ય ભરાવદાર ગાત્રોવાળી અને નવોઢાને યોગ્ય શૃંગાર સજેલી.

ઉર ઊર્મિ હર્ષે કંઈ હળે = છલકાતાં પૂરની ઊછળતી ઊર્મિમાળાને સરિતાના હૃદયની ઊર્મિ જાણે હર્ષથી છલકાઈને ઢળી જતી કલ્પી છે.

પ્રિયનાથ ભાવિ મિલનના .... વગેરે = પોતાના ભાવિ પ્રિય પતિના મિલનની ઉત્કંઠામાં તેનાં મનમાં કંઈક મુગ્ધભાવો – લજ્જાના અને ભીરુતાના ભાવો ઊઠ્યા છે.

લજ્વાઈ મેદાને .... વગેરે = વળી પાછું મેદાન આવતાં ચતી ધીમી ગતિને – જાણે સરિતા મનમાં મનમાં શરમાઈને ધીમી ગતિથી પ્રયાણ કરતી હોય – એમ કલ્પી છે.

દશ વીશ પાજે છૂપતી .... વગેરે = આમાં પણ તેની મુગ્ધ અવસ્થાની લજ્જાને લીધે જાણે તે અનેક પાજબંધો નીચે છુપાતી લપાતી અને સંતાઈને વહી જતી ચીતરવામાં આવે છે.

સુરગંગમાળા કંઠમાં ... વગેરે = હવે સાયંકાળનો સમય થતાં સ્વર્ગંગાની તારકશ્રેણી આકાશમાં દેખાય છે તેનું પ્રતિબિંબ સરિતાના જલમાં પડતું હોવાથી જાણે તેણે સુરગંગમાળા વિશદ–આભૂષણ તરીકે પોતાના કંઠમાં ધારણ કરી હોય એમ દીસે છે.

સંધ્યાતણું કુમકુમ .... વગેરે = અને ઉદ્વાહના માંગલિક સમયે – ગોધુલિક વખતે – સંધ્યાનું કુમકુમ પોતાને લલાટે લગાડતી હોય એમ સંધ્યાના લાલગુલાલ રંગનું તે પ્રતિબિંબ ઝીલે છે.

ચંદા ચુંટી ચન્દ્રક ... વગેરે = સાયંકાળ વીતતાં રાત્રિનો સમય

સૂચવાય છે. સરિતા પોતાના વિચિવર્તુલદારમા – એટલે ગોળ તરંગાવલિરૂપ મણિમાલામાં–ચગદારૂપ બનાવવા માટે ચંદાનું પ્રતિબિંબ ચૂંટી લે છે.

તારકતણાં મુક્તાફળો... વગેરે = તારાઓરૂપ મોતી વીણી વીણીને જાણે વરમાળ પરોવી તૈયાર કરતી હોય, એમ કલ્પના છે. ઉપરાંત, આકાશમાંના છૂટાછવાયા ઝીણા ઝીણા તારાઓનું પ્રતિબિંબ પણ સરિતામા પડતું હોવાથી, સરિતા જાણે એ બધી કળીઓરૂપ તારલીઓને પણ વીણી લેતી દેખાય છે, કેમ કે એ તારક પુષ્પકળીઓ પોતાના પ્રિયને વધાવવામાં ખપ લાગે

ચાલી હું લચતી ... સંકેતપથમાં ... = ઉકાદની પાકટ અવસ્થા સરિતાને હવે પોતાના ભાવિ નાથના નિવાસે દોરનારા સંકેતપથનું ભાન કરાવે છે. તે ખીણપ્રદેશને છેક વટી ગઇ છે અને હવે સાગરની નજદીકની નિમ્ન ભૂમિમા વિચરે છે.

ઉર પૂર ઊર્મિ ઊછળે = સંકેતપથ હાથ લાગતા સરિતાના ઉરમાં સંપુર્ણ આનંદોર્મિ ઊછળી રહે છે.

પદ વેગથી પથમાં વળે = અને એ જ્ઞાત પથ તરફ જવામા તેનાં પગલા ઉતાવળા ઊપડે છે. નિમ્ન પ્રદેશ હોવાથી કુદરતી ઉતાવળી ગતિ છે.

નૂપુર ત્યાં તો ઝણઝણે ... વગેરે = આમ આતુરતાને લીધે બનેલી ઉતાવળી ગતિથી સરિતાના પગના ઝાંઝર જાણે સવિશેષ ઝંકાર કરતા હોય, અને તે સાભળીને નવોઢાનો વરઘોડો જતો જોવા પ્રેક્ષકો આવી મળતા હોય, એવું દશ્ય બતાવાય છે.

સૌ અપટુ ગ્રામસમૂહ ... વગેરે = ગામડિયા લોકો કોઇ વરઘોડો કે રાજાની સ્વારી બહુ પાસે જઇને જોવા તરસે, તેમ અપટુ ગ્રામ-

સમૃદ્ધ સામાન્ય રીતે નદીની છેક નજીક વસેલો હોય તેને અબુધ ગામડિયા માફક પાસે જઇને જોતો કલ્પવામાં આવે છે.

ધનવાન નગરો માનમહતાં ... વગેરે = પણ મોટા મોટા શેઠિયા કે શ્રીમંતો એવા વરઘોડાને કે સ્વારીને પોતાને સ્થાને બેઠા બેઠા દૂરથી નિહાળે, એમ સમૃદ્ધિવાન શહેરો જે નદી કાંઠાથી છેટે વસેલાં હોય તેને શ્રીમંતોની જેમ દૂરથી દૃષ્ટિ કરતાં આળેખવામાં આવ્યાં છે.

દગ ઠારતા ઠઠમાંહી ... વગેરે = સરિતાની સ્વયંવરસ્વારી જોવા માટે જામેલી ઠઠ – ભીડમાંથી સરિતા પોતે બહુ શરમાતી અને નવોઢા માફક નીચી નજરે ચાલી જતી લાગે છે.

મન મનન કરતાં નાથનું ... વગેરે = એનું મન જોવા મળેલી મેદિની તરફ નથી, પરંતુ તેના મનમાં તો પોતાના પ્રિય નાથનું જ રટણ લાગી રહ્યું છે, અને તેથી તેના અવયવમાત્રમાં તનમનાટ મચી રહ્યો છે.

આતુર ને દ્રવતે પદે = મિલન માટે આતુર ઉતાવળી ગતિથી ચાલતાં સ્વેદભીના પદવાળી.

એકાન્ત સ્થળ = પ્રાણી કે વનસ્પતિ વગરની સાગરનાં વિશાળ ઉપકંઠની ભૂમિ; સંગમસંકેત માટે નિર્ધારેલી એકાન્ત ભૂમિ.

ત્યાં સાંભળું મુજ કાન્તને ... વગેરે = સાગરના વિશાળ તીરની સમિપ આવતા સરિતાને થોડે દૂરથી પોતાનો કાન્ત એકાન્તમાં અદ્‌ભુત નાદતો સંભળાય છે.

મુજ નાથ દેખું ... વગેરે = હવે વિશેષ નજદીક આવતાં નદીને પોતાનો મનધાર્યો સાગરપતિ આલિંગવા આતુર થઇને જાણે

ત્રિશિકરો–ઊછળતા મોજાં રૂપી હાથ–લંબાવતો દેખાય છે. પ્રથમ દૂરથી જેના મેઘનાદનું શ્રવણ થયું હતુ, તેને નજદીક આવતા પ્રેમના આવેગમા ઊછળતો દેખે છે તેથી સરિતા પોતે અવિરોધ સ્નેહોત્સુક બને એ સ્વાભાવિક છે.

દોડી જવાયું કંઇ અજાણ્યુ ... વગેરે = પોતે વરવા ધારેલા ઉદધિનાથના હૃદયના ઊછળતા ભાવો નજરો નજર દેખતા, અને એ ખરો દિલદાર છે એમ ખાતરી થતા, સરિતાનુ ઉરનુ પૂર હવે ઝાલ્યું રહેતુ નથી, અને પ્રિયના આલિંગનપાશમા ગૂંથાઇ જવા તેનાથી સહર્ષ દોડી જવાય છે.

વરમાળ ઉરરસસહ સમર્પી વગેરે = પોતે તૈયાર કરી રાખેલી વરમાળા પોતાના ઉરરસ સાથે – હૃદયના સ્નેહ–સાથે પોતાના રસિક પ્રાણાધારને અર્પણ કરી દે છે સાગરનુ વારિ તમામ નદીઓનું પોષણ – પ્રાણાધાર છે, અને નદીઓ પાછી પોતાનો ઉરરસ તેને સમર્પે છે એ કુદરતી હકીકતનુ સ્ફોટન છે. વળી આ સંગમ-સ્થાને પ્રવાહનું જળ તથા તેમા તણાઇ આવેલ પુષ્પો અને પ્રતિબિંબ પાડતા તારા વગેરે સઘળુ સાગરને અર્પણ થઇ જાય છે.

એક વિશેષ ખુલાસો આપણે રાજકન્યાઓના સ્વયંવરોની વાતો જાણીએ છીએ તેમા રાજા પહેલાં પોતાના પરિચિત કે સ્નેહીમબધી બીજા રાજાઓને પોતાની કન્યાના સ્વયંવરમા નિમંત્રે છે. અને એ નિમંત્રિત રાજાઓમાથી, જે પ્રકાર નક્કી કર્યો હોય તે પ્રકારે, રાજકન્યાએ પોતાના વરની પસંદગી કરવાની હોય છે. પણ એ બધી પ્રણાલિ માનુષી – મનુષ્યોએ ગોઠવેલી સ્વયંવરસંસ્થાની છે. કન્યાને એમા ઇચ્છાવર વરવાની કેવળ સ્વતંત્રતા નથી.

અહીં તો કુદરતના ગિરિરાજની કુદરતી કન્યા સરિતા પોતે ઇચ્છા

વર શોધવા નીકળી પડે છે. તેને પિતાએ નિમંત્રી બોલાવેલા-ગાંથી જ પસંદગી કરવાનું બંધન કેમ ગમે ? એવી માનુષી સંસ્થાને કે તેનાં બંધનને કુદરત સ્વીકારી શકે નહિ. માટે આ સરિતાસ્વયંવરની કુદરતી રચના એટલે અંશે માનુષી સ્વયંવરની સંસ્થાથી જુદી પડે એ સ્વાભાવિક છે.

એક બીજી દૃષ્ટિ : આપણે પ્રાંતપ્રાંતના ભેદ પાડી વાડા બાંધી દીધાથી આપણને દેશ પરદેશ એવું ભાન થાય છે, અને તેથી જ સરિતા પણ તેના વરને શોધવા દેશદેશ ભટકતી દીસે છે. પણ કુદરતને તો આખી આલમ તેનું એક વિશાળ આશ્રમસ્થાન છે, અને એના વિસ્તૃત ચોકમાં વિહરતી હોય-એમ સરિતાને મન તો લાગે. માનુષી અલ્પદૃષ્ટિને જે બધું દેશપરદેશ ભટકવા જેવું જણાય તેવું દર્શનલાભ કુદરતની યૌવના સરિતાને આરોપવું ઉચિત નથી. તેને તો પોતાના વિશાળ ગૃહમંડપમાં ફરતાં ફરતાં પોતે મનથી નિશ્ચય કરી રાખેલો ઉદધિનાથ તે મંડપના દ્વાર આગળ જ દેખાતો લાગે.

## ૧૭ વર્ષાવિહાર

મેઘનું કુદરતી દૃશ્ય આમાં વિજ્ઞાનની દૃષ્ટિ સાથે ચીતરવામાં આવ્યું છે, અને આખા ચોમાસાની ઋતુનું કે વર્ષાની મોસમનું ક્રમે ક્રમે વર્ણન કરવામાં આવ્યું છે.

આદિત્યમંડળ કુળમાં ... વગેરે = વર્ષા કહે છે કે મારો ઉજ્જવળ જન્મ આદિત્યમંડળના કુળમાં થયો છે. જેમ કવિ કાલિદાસે મેઘને "जातंवंशे भुवनविदिते" વગેરે કહીને તેની કુલીનતા બતાવી છે, તેમ વર્ષા પોતે કુલીન છે એમ કહે છે. સૂર્યનાં કિરણોથી વરાળરૂપે ચડી વાદળાંનો ઉદ્ભવ થાય માટે

તેને સુષમ ઠાણના કુળની કહી છે.

જલદેહદાતા ... વગેરે = આપણામાં જાણીતા દેવને પર્જન્યદેવ કહ્યો છે. વિજ્ઞાનમાં જેને Monsoon Currents કહે છે તેને આપણામાં પર્જન્ય રૂપ હોય એમ ગાઉં માનવું છે. એટલે પર્જન્ય તે વર્ષાનો જલદેહદાતા પિતા છે.

ધાત્રી ધરિત્રી .... પારણે = પૃથ્વીધાત્રી તેને સ્તનપાન કરાવી, આકાશને આંગણે પવનપારણામાં ઝુલાવતી ઝુલાવતી, ઉછેરતી હોય એમ ઉત્પ્રેક્ષા છે. પૃથ્વી ઉપરનાં નદી, સરોવર, સાગર વગેરેનાં પાણીની વરાળ ઊંચે આકાશમાં ચઢીને વાદળને પોષે છે, એ કુદરતી હકિકતનું આ ચિત્ર છે.

હું અપ્સરા ગગનાંગણે વગેરે = હું ગગનલોકમાં વાયુવેગવાળા અશ્વો તૈયાર કરી તે ઉપર સ્વારી કરી દોડું છું, તો પણ હજી તે બધી મારી બાનીશ ગણતો છે. વર્ષાઋતુના આરંભના આછા વાદળાનું આ સૂચન છે.

હયપૂર ઉડાડે ધુલિ વગેરે = પવનરૂપ અશ્વોની ખરીઓ ધૂળ ઉડાડે (વંટોળિયા થાય), તેથી વર્ષા ધૂમધૂમર બને છે–ઝાંખી કાળી થાય છે. એના પ્રથમના આછા ઊજળા વસ્ત્રો હતા તે આમ મેલા થઇ જવાથી રડી પડે છે. કપડા બગડવાથી રડવુ આવે તે તેની બાલીશતાનુ ચિહ્ન છે, અને બીજી દૃષ્ટિએ આછા વાદળા જ્યા થોડા થોડા ઘેરા થવા લાગે ત્યા થોડી થોડી વૃષ્ટિ સંભવે એ હકિકત છે.

જનેતા = આપણામાં પંચ મહાભૂતમાં પ્રથમ પૃથ્વી અને પૃથ્વીમાંથી બીજું જળ–એમ ગણાવેલુ છે, એટલે પૃથ્વીને જળની જનેતા, એ જૂની માન્યતા પ્રમાણે કહી શકાય. પણ હવે વિજ્ઞાનથી આપણે

જાણીએ છીએ કે વરાળનાં વાદળાં બંધાય ને વાદળાંમાંથી વૃષ્ટિ થાય વગેરે. એટલે ખરી રીતે પૃથ્વી જલની માતા નહિ, પણ ઉપર કહ્યું છે તેમ તેની ધાત્રી ગણી શકાય. કેટલાક કુલીન શ્રીમંતોને ઘેર બાળકો ઉછેરવા સારૂ ધાત્રી રખાય છે. તે ધાત્રી બાળકોને પોતાનાં ફરજંદ માફક ઉછેરતી હોય છે, લેથી તે બાળકો પોતાની ખરી માતા કરતાં એ ધાત્રીને જ જનેતા સમજે છે. તેમ વર્ષા પણ ધરણીધાત્રીને પોતાની પ્રિય જનેતા લેખે છે.

રડતી મને નીરખી જનેતા .... વગેરે = માતા પૃથ્વી વર્ષાને રડતી દેખી આકુળવ્યાકુળ બની જાય છે, અને તેનાં નેણમાંથી ટપકતાં આંસુ દેવલા ગણીને સ્નેહથી તરત લૂછી નાખે છે. પ્રથમ વર્ષણ વખતે તાપથી તપ્ત ધરતી વૃષ્ટિ બધી તરત ચૂસી જાય, એ દરય ચીતર્યું છે.

નિજ અંક સુવારી ... વગેરે = પોતાના ખોળામાં વર્ષાને સુવારી, છાની રાખી, તેના આંસુભીના ગાલ ચૂમે છે, કેમ કે સ્નેહાળ માતા પોતાના બાળકને કદિ રડા દેવું સાંખી શકે નહિ.

પાછી હું તો આદિત્યદાદા ... વગેરે = વર્ષા ધરણીઅંકે પઢીને સૂઇ ગઇ હતી તે પાછી ઊઠીને આદિત્યદાદાને દેખતાં દોડીને ( વરાળ રૂપે ચઢીને ) દાદાની દાઢીના લાંબા સુનેરી કિરણોરૂપી વાળને વળગી પડે છે.

તેડી, ચુમી, મુજને ચડાવે .... વગેરે = સૂર્યદાદા વર્ષાબાલાને આવતી જોઇ તેડી લે છે, અને વહાલથી ચુમ્બન કરીને મરતઘોડા ઉપર પાછી ચડાવે છે.

મૂકું લગામ છુટી ... વગેરે = પવનઘોડે ચઢી કે તરત લગામ છૂટી મૂકીને વર્ષા આખા વ્યોમના વાડામાં ભમવા નીકળી પડે છે.

**ત્યાં વ્યોમમાં ચોગેર ઘૂમું .... વગેરે** = આકાશમાં ચોતરફ શામળી સાડી પહેરીને વર્ષા ઘૂમે છે. હવે વધારે ઘટ્ટ વાદળાંનો જમાવ આકાશઘુમ્મટમાં ઘેરાઇ ગયાનો આ દેખાવ છે.

**ઘોડો કુદાવંતાં પડે સહુ તારલા ટપકી ખરી** = હવે વધુ ઘેરાં વાદળાં જામવાથી આકાશમાં તારાટપકી કાંઇ દેખાતું નથી, એટલે વર્ષાની ઓઢેલી કાળી સાડીની તારાટપકી બધી ખરી પડી કહી છે.

**મસ્તાન ઘોડો મરુત મારો ... વગેરે** = વર્ષાઋતુનો ઝંઝાપ્રવાત તોફાની પવનઘોડો વર્ષાના કાબુમાં હવે રહેતો નથી, પણ તે ખુંખારતો અને મદમાં હુંકારતો આખા ગગનમાં જ્યાં ત્યાં ઊછળતો આથડે છે.

**છૂટયે લગામ મરુત નાસે .... વગેરે** = લગામ હાથ નહિ રહેવાથી મસ્તાન મરુત નાસીને ગિરિશ્રૃંગોમાં અફળાય છે. ગિરિનાં શિખરો મેઘને આકર્ષણ કરનારાં વિજ્ઞાનમાં મનાય છે એટલે મેઘ તે તરફ ખેંચાય છે.

**ઉન્મુખ પાષાણે પડી પડી ... વગેરે** = ગિરપ્રદેશના પાષાણોમાં ઊંધે મોઢે પડી પડી વર્ષા રુદન કરતી લાગે છે, પણ તેનું એ અરણ્યરુદન સાંભળનારૂં ત્યાં કોઇ નથી.

**માતા મને લઇ ઘેર તેડે .... વગેરે** = પણ થોડી વારે એની માતા એ રુદન સાંભળીને તેને સલિલ માર્ગે દોરતી દોરતી (નિમ્ન પ્રદેશમાં જ્યાં જ્યાં વારિનું વહન સુલભ સંભવે તેવા માર્ગને 'સલિલ-માર્ગ' કહ્યો છે.) પોતાને ઘેર પાછી તેડી લાવે છે.

**મૂકી સરોવર ચોકમાં .... વગેરે** = અને ઘરના આંગણના સરોવર ચોકમાં વર્ષાને બેસાડી તેની પૃથ્વીમાતા તેને રમવા માટે કેટલાક

જાણીએ છીએ કે વરાળનાં વાદળાં બંધાય ને વાદળાંમાંથી વૃષ્ટિ થાય વગેરે. એટલે ખરી રીતે પૃથ્વી જલની માતા નહિ, પણ ઉપર કહ્યું છે તેમ તેની ધાત્રી ગણી શકાય. કેટલાક કુલીન શ્રીમંતોને ઘેર બાળકો ઉછેરવા સારુ ધાત્રી રખાય છે. તે ધાત્રી બાળકોને પોતાનાં ફરજંદ માફક ઉછેરતી હોય છે, તેથી તે બાળકો પોતાની ખરી માતા કરતાં એ ધાત્રીને જ જનેતા સમજે છે. તેમ વર્ષા પણ ધરણીધાત્રીને પોતાની પ્રિય જનેતા લેખે છે.

રડતી મને નીરખી જનેતા .... વગેરે = માતા પૃથ્વી વર્ષાને રડતી દેખી આકુળવ્યાકુળ બની જાય છે, અને તેનાં નેણમાંથી ટપકતાં આંસુ હૈયસા ગણીને સ્નેહથી તરત લૂછી નાખે છે. પ્રથમ વર્ષણ વખતે તાપથી તપ્ત ધરતી વૃષ્ટિ બધી તરત ચૂસી જાય, એ દૃશ્ય ચીતર્યું છે.

નિજ અંક સુવારી ... વગેરે = પોતાના ખોળામાં વર્ષાને સુવારી, છાની રાખી, તેના આંસુભીના ગાલ ચૂમે છે, કેમ કે સ્નેહાળ માતા પોતાના બાળકને કદિ રડા દેવું સાંખી શકે નહિ.

પાછી હું તો આદિત્યદાદા ... વગેરે = વર્ષા ધરણીઅંકે પડીને સૂઇ ગઇ હતી તે પાછી ઊઠીને આદિત્યદાદાને દેખતાં દોડીને ( વરાળ રૂપે ચઢીને ) દાદાની દાઢીના લાંબા સુનેરી કિરણોરૂપી વાળને વળગી પડે છે.

તેડી, ચુમી, મુજને ચડાવે .... વગેરે = સૂર્યદાદા વર્ષાબાલાને આવતી જોઇ તેડી લે છે, અને વહાલથી ચુમ્બન કરીને મરતઘોડા ઉપર પાછી ચડાવે છે.

મૂકું લગામ છુટી ... વગેરે = પવનઘોડે ચઢી કે તરત લગામ છૂટી મૂકીને વર્ષા આખા વ્યોમના વાડામાં ભમવા નીકળી પડે છે.

ત્યાં વ્યોમમાં ચોમેર ઘૂમું .... વગેરે = આકાશમાં ચોતરફ શામળી સાડી પહેરીને વર્ષા ઘૂમે છે. હવે વધારે ઘટ વાદળાનો જમાવ આકાશઘુમ્મટમાં ઘેરાઇ ગયાનો આ દેખાવ છે.

ઘોડો કુદાવતાં પડે મડું તારલા ટપકી ખરી = હવે વધુ ઘેરા વાદળા જામવાથી આકાશમાં તારા રૂપી કાંઇ દેખાતું નથી, એટલે વર્ષાની ઓઢણી કાળી સાડીની તારાટપકી બની ખરી પડી કહી છે.

મસ્તાન ઘોડો મરુત મારો ... વગેરે = વર્ષાઋતુનો ઝંઝાપ્રવાત તોફાની પવનઘોડો વર્ષાના કાબુમાં હવે રહેતો નથી, પણ તે ખુંખારનો અને મદમાં હુંકારતો આખા ગગનમાં જ્યાં ત્યાં વીજળીનો આથડે છે.

છૂટયે લગામ મરુત નાસે . . . વગેરે = લગામ હાથ નહિ રહેવાથી મસ્તાન મરુત નાસીને ગિરિશ્રેણીમાં અટવાય છે. ગિરિના શિખરો એને આકર્ષણ કરનારા વિઘ્નમાં મનાય છે એટલે એવ તે તરફ ખેંચાય છે.

ઉન્મુખ પાષાણે પડી પડી ... વગેરે = ગિરિપ્રદેશના પાષાણોમાં ઊંધે મોઢે પડી પડી વર્ષા રુદન કરતી લાગે છે, પણ તેનું એ અરણ્યરુદન સાંભળનાર ત્યાં કોઇ નથી.

માતા મને લઇ ઘેર તેડે ... વગેરે = પણ થોડી વારે એની માતા એ રુદન સાંભળીને તેને સવિન માર્ગે દોરતી દોરતી ( નિમ્ન પ્રદેશમાં જ્યાં જ્યાં વારિનું વહન સુગમ સંભવે તેવા માર્ગને 'સવિન-માર્ગ' કહ્યો છે. ) પોતાને ઘેર પાછી તેડી લાવે છે.

ભૂડી સરોવર ચોકમાં .... વગેરે = અને ઘરના આંગણના સરોવર ચોકમાં વર્ષાને બેસાડી તેની પૃથ્વીમાતા તેને રમવા માટે નેહનાં

રમકડાં આપતી જાય છે. હજી વર્ષાનો આ બાલ્યકાળ સુચવાય છે, અને રડતા બાળકને વિનવી છાનું રાખવાની આ પ્રકારની વિધિ વત્સલ માતાઓના પ્રસંગમાં સુપ્રસિદ્ધ છે.

ચાતક ટગાવું, ... વગેરે = વર્ષાબાલાની રમકડાં સાથેની રમતનું આ વર્ણન છે : (૧) વર્ષાના આરંભમાં હજી ચાતકની તૃષા છીપે નહિ માટે ચાતકને ટગાવું કહે છે; (૨) મયૂરને આનંદનૃત્ય કરાવે છે; (૩) ભ્રમરને અને હંસોને નવવર્ષણની સુગંધી પ્રફુલ્લિત કરે છે; (૪) પંખી માત્રને કિલકિલાવે છે.

ઓઢું ગુલાબી ઓઢણી, ... વગેરે = કવચિત્ ઉષા કે સંધ્યાના ગુલાબી રંગવાળી ઓઢણી પહેરે છે, કવચિત્ ધવલ વસ્ત્રો પણ ધારણ કરે છે, અને દરરોજ સાંજે તો તારાજડિત સુનેરી શાલ ઓઢી લે છે.

ધીમે ધીમે થઇ હૃષ્ટપુષ્ટ ... વગેરે = વર્ષા પ્રથમ બાલા હતી તે હવે યૌવના બને છે. ધીમે ધીમે હવે ઘટ્ટ વાદળાં જામતાં જાય છે, તેને હૃષ્ટપુષ્ટ કહેવામાં આવે છે. અને પુષ્ટ વાદળાંવાળી યુવાન વર્ષા વળી પાછી વાતાવરણને થોડે ચડેલી દેખાય છે. તેની ભર યુવા – વસ્થાના રંગમાં તે ક્યારેક ક્યારેક ઇન્દ્રચાપ ( મેઘધનુષ્ય ) ચડાવે છે, અને વિદ્યુત્તલવારની તો જોડી – એટલે બે હાથમાં તલવારો જાણે ઝાલીને ઘૂમતી હોય એમ મહાલે છે. Negative & Possitive એવી બે પ્રકારની વીજળી મેઘદળમાં હોય છે. અને વાદળાંના ઘર્ષણ-થી તે બે પ્રકારની વીજળીનો સંયોગ થતાં તેના ચમકારા થાય છે, એ વિજ્ઞાનની જાણીતી વાત છે.

ત્યાં ધુમ્ર ધુમ્મસ રાક્ષસો ... વગેરે = આમ મગનમંગમાં એકલી મહાલતી વર્ષા – યૌવનાને જોઇને ધુમ્ર, ધુમ્મસ, ધર્મ્ય વગેરે રાક્ષસો

તેની એકલ સ્થિતિનો લાગ જોઇ અડા ફરીને ઘેરી વળે છે, અને વર્ષાના મરુતઘોડાને કંઇ મંત્રજાળથી બાંધી લઇને વર્ષાને તેની પૃથ્વીમાતા પાસે જવા દેતા નથી, પણ ત્યાં ને ત્યાં દૂર રોકી રાખે છે. વર્ષાના ભરયૌવનકાળમાં ઘણી વાર ગગનમાં અંધવાદળનો ઘટાટોપ જામ્યો હોય, પવન બધો પડી જાય, અને એક પાંદડું મરખું હાલે નહિ, માત્ર ઘડીએ ઘડીએ વીજ ચમકતી હોય, મેઘના ગડુડાટો ગંભળાતા હોય, અને બફારાથી પૃથ્વીનાં પ્રાણીમાત્ર મૂંઝાઇને આકળાઇ જાય – એ સમયનું ગા અને તેની નીચેની કડીમાં વર્ણન છે.

માડી મને દીઠા વિના મૂંઝાય ... વગેરે = માતા પૃથ્વી વર્ષાને જોયા વગર મૂંઝાય ને અકળાય છે, અને વર્ષા પોતે પણ રાક્ષસોના પંજામાં સપડાયાથી બરાડા પાડયા કરે છે, તો પણ રક્ષસો તેના બરાડાથી ઊલટા મલકાય છે

પિતૃવ્ય–પુષ્કરાદિકની .... વગેરે = હવે બીજો ઇલાજ નહિ જડવાથી વર્ષા પોતાના પિતાના પિત્રાઇ ભાઇઓ પુષ્કર આવર્તક વગેરે બાર મેઘોની મદદ માગી લે છે, એટલે એ પિત્રાઇ કાકાઓ તેમની તોપોના ગગડાટ વછોડી ધુમ્ર આદિ રાક્ષસોને નસાડે છે.

વિદ્યુતતણી ભુજ ખડગજોડી ... વગેરે = હવે મદદ મળવાથી હિંમત આવતા વર્ષા પોતે પણ પોતાની વીજળીની જોડ જંગમાં ચમચમાવે છે, અને તે તલવારો વડે રાક્ષસોના અંગ વીંધી નાખે છે.

જયવંત થઇ આવી મળું .... વગેરે = જંગમા વિજય મેળવીને વર્ષા પૃથ્વી ઉપર નીચે ઊતરે છે, અને જયના વધામણે જાણે વિનયથી માતાના પગમાં પડતી હોય તેમ પૃથ્વી પર ઊતરી પડે છે.

સાષ્ટાંગ પડતી જોઇને ... વગેરે = જોસભેર થતી વૃષ્ટિને સાષ્ટાગ

પડતી કહેવામાં આવે છે. અત્યંત બફારા પછી જે વરસાદ પડે તે પુષ્કળ અને જોસભેર પડે એ વાત પ્રસિદ્ધ છે. આ રીતે સાષ્ટાંગ પડતી પુત્રીને જોઈ પૃથ્વીમાતા વહાલસોયું રાંકડું મુખ કરી રાજી થાય છે અને પુત્રીને ચૂમી લે છે.

'બાપુ! તને તો રાક્ષસે પજવી' ... વગેરે=વર્ષા બેટા! તને ભૂંડા રાક્ષસોએ બહુ હેરાન કરી! ઘામ બફારાથી માતા પોતે અકળાઈ ગઈ હતી એ વાત વાત્સલ્યસ્નેહમાં વહાલસોઈ માતા, પુત્રીને કુશળ આવેલી જોઈને, વીસરી જાય અને પુત્રીની વિપદ તેને હૈયે વસે એ સ્વાભાવિક છે.

હૈયે લઈ લઈ ચાંપતી ... વગેરે = તૃપ્તિપૂર્ણ વૃષ્ટિ થાય ત્યારે પૃથ્વી કોળી જાય અને પાણીનાં પૂર સમાવી શકાય તેટલાં પોતાના હૈયામાં–પડમાં સમાવી દે એ દૃશ્ય અહીં ચીતર્યું છે.

વળી માતરિશ્વા અશ્વજોડી ... વગેરે = અગાઉના જંગ વગેરે પ્રસંગથી ઘોડેસ્વારીના પ્રારંભમાં વર્ષાને ભયનો અને જોખમનો અનુભવ થયો છે, એટલે હવે ઘોડેસ્વારીમાં તે જોખમ સમજે છે. વળી તે હવે વિશેષ પ્રૌઢ થઈ છે અને અગાઉના જંગમાં મળેલા વિજયે તેને કંઈક માનિની પણ બનાવી છે; તેથી તે હવે માતરિશ્વા અશ્વો–પવનના ઘોડા જોડીને રથમાં વિચરવાનું પસંદ કરે છે. ફરી પાછાં વાદળાં જામવાની શરૂઆતમાં પ્રથમ આછાં વાદળાં હોવાથી, અને તે લાંબાં લાંબાં રેસા જેવાં હોવાથી તે દૃશ્યને ધવલરથ કહ્યો છે.

કદિ ધુમ્રના ભૂરા વિમાને ... વગેરે = વળી ધુમ્ર વગેરે રાક્ષસો ઉપર જય મેળવીને તેમનું ભૂરું વિમાન તેણે પડાવી લીધેલું છે, એ પોતાની વિજયસંપદ સર્વને બતાવવાની હોંશે કોઈ કોઈ વાર તે

ભૂરા વિમાનમાં પણ સંચરે છે.

કદિ વ્યોમસર પાંખો ગુલાલ ... વગેરે = ફરીવાર નવી જામતી વાદળીઓ જે રૂના પોલ જેવી કે પુણીઓના લાંબા રેસા જેવી બપોરે અને સાંજે દેખાય, તે વાદળીઓ જુદે જુદે વખતે જુદા રૂપરંગવાળી જણાય તેનું આ ચિત્ર છે.

ઊભું ધવલ જલચોકમાં ... વગેરે = લગભગ અર્ધું ચોમાસું વીતી ગયા પછી એટલે શ્રાવણ – ભાદરવામાં ચંદ્રિકાનું જળકુંડાળું ઘણી વાર જોવામાં આવે. એટલે અર્ધું ચોમાસું વીતી ગયાનું અહીં સૂચન છે. જાણે ધવલ જલચોકમાં કુંડાળું કરીને વર્ષા પોતાની સખી ચંદ્રિકા સાથે બેઠી બેઠી વિનોદ કરતી, અને બંને બહેનપણીઓ જલના પડદા પાછળ રહીને સ્ફટિક મોતીની સેરો પરોવતી હોય, એવું દૃશ્ય લાગે છે.

ચંદા તણા ઓળી રૂપેરી વાળ ... વગેરે = કોઇ વાર બહેનપણીઓ એકબીજાને ઘેર મળવા જાય ત્યારે એકમેકના વાળ ઓળવાની પ્રથા અગાઉ બહુ હતી, હજી પણ ગામડામાં એ વ્યવહાર ચાલે છે, અને તે વિવેકનું અને સૌજન્યનું ચિહ્ન ગણાય છે. આ પ્રમાણે વર્ષા પોતાની ચંદાસખીના રૂપેરી વાળ ઓળીને મોતીની સેરોથી તેની સેંથી શણગારે છે.

સેરો વધેલી લલિત વલ્લિ કંઠ ... વગેરે = અને બીજી વધેલી સેરો સુંદર વેલીઓને કંઠે લટકાવી દે છે. વર્ષાના મંદ મંદ ઝમતા-ટપકતાં ટીપાની રેખાઓ ચાંદનીના ઝાંખા ઉજાસથી સફેદ સ્ફટિક-માલાઓ જેવી દેખાય, અને એ ટપકતાં ધવલ ટીપાંની રેખા વેલીઓ ઉપર પડીને લટકી રહે, તે દૃશ્ય અહીં ચીતર્યું છે.

દાદાતણી દાઢીતણા ઓળી સમારું વાળને = હવે ચંદ્રોજ્જ્વલ

રાત્રિ વીતીને સવાર પડે છે, એટલે વર્ષા પોતાના દાદા સૂર્યની દાઢીના વાળ ઓળીને ઠીકઠાક કરે છે; અને મરકતમણિના થાળ ભરીભરીને મીઠી સોરમવાળાં ફળોનું દાદાને નૈવેદ્ય અર્પે છે. સારી વૃષ્ટિથી ભૂમિ અને વનસ્પતિ લીલાંછમ થાય છે અને વૃક્ષો સુગંધદાર મિષ્ટ ફળોથી લચી રહ્યાં છે તેનું આ વર્ણન છે.

આવાસ ઉન્નતથી નિહાળી માત હસતી = વર્ષા પોતાના ઉચ્ચ સ્થાનેથી પૃથ્વીમાતાને પોતાની તરફ વાત્સલ્યસ્નેહથી હસતી જુવે છે, કેમ કે હવે પૃથ્વી સંપૂર્ણ વર્ષણથી તૃપ્ત થઇ છે.

દાદાતણે ખોળે ચડી ... વગેરે = એક પુત્રવધુને પોતાની બાલિકા વૃદ્ધ શ્વસુરને ખોળે બેઠેલી જોઇને જેવું વહાલ ઊપજે, તેવું વહાલ વર્ષાને તેના દાદાને ખોળે ચડી બેઠેલી દેખીને પૃથ્વીને ઊપજે છે.

મરકતધજાઓ મા હલાવી ... વગેરે = વરસાદને પર્વતનાં શૃંગો અને વૃક્ષનાં ઝુંડો આકર્ષણ કરે છે તેથી પર્વતોના પ્રદેશમાં અને મોટાં વનોમાં વરસાદ વધુ પડે છે. આ વિજ્ઞાનનું સત્ય બતાવતાં વર્ષા કહે છે કે પૃથ્વી માતા તેને દાદાને ખોળેથી હવે ઉતરી આવવા માટે મરકતધજાઓ – લીલાં વૃક્ષોનાં ડાળપર્ણો-હલાવી ઇસારત કરીને વીનવે છે, અને વળી પૃથ્વીમાતા પોતાના લાંબા લાંબા ગિરિકરને ઇસારે તેને ઊતરી આવવા સલચાવે છે. પુત્રવધુ પોતાના વડિલ શ્વસુર દેખતાં પોતાના બાળકને સાદ પાડીને બોલાવે નહિ, પણ માત્ર ઇસારત કરે, એ મર્યાદાનો ભાર અહીં વ્યક્ત થાય છે.

મુખ ઢાંકતી ઘુમટા વડે ... વગેરે = વળી વિશેષ કહે છે કે પૃથ્વીમાતા તેના શ્વસુર સમક્ષ બોલતી નથી એટલું જ નહિ, પણ

પોતાની નીલ સાડીના પાલવથી ઘૂમટો તાણીને મુખ પણ ઢાંકી રાખે છે. સૂર્યને ખોળે વર્ષા – મેઘમાળા ચડી બેઠી છે તેથી તેનો પડછાયો પૃથ્વી ઉપર સહજ પડે તેને ઘુમટપટ કહ્યો છે. કચ્છ, કાઠિયાવાડ, મારવાડ, પંજાબ વગેરે સ્થળે હજી આ રૂઢિ છે અને સાસરવાસમા લલનાઓ વડિલો સમક્ષ ઢંગેશા એવી લાજમર્યાદમાં રહે એ રૂઢિ સ્વાભાવિક છે.

માડી મને વળી તેડવા ... વગેરે = વળી પૃથ્વીમાતા વર્ષાને તેડવા માટે હોંશભર્યો સમારંભ કરે છે. અને કૃષિકારોએ પોતાના ખેતરો ખેડી સમારીને તેમા નવાન્નના બીજારોપણની પવિત્ર વેદીઓ બનાવી છે – અર્થાત્ સુંદર ચાસ અને ક્યારા કરેલા છે. હવે વર્ષણથી તૃપ્ત ભૂમિમા જુદા જુદા અનાજનું વાવેતર થયુ હોય છે, એમ બનાવે છે.

એ પ્રેમના આદર નિહાળી ... વગેરે = એવા પ્રેમભીના આદરમાન અને આતિથ્ય જોઇને વર્ષા પાછી દાદાને ખોળેથી ઊતરી આવવા ઉત્સુક અને અધીરી બને છે.

પર્જન્યપાંખે વેગથી .... વગેરે = પર્જન્યપવનો ફુંકાવાથી એકદમ વરસાદ તૂટી પડે એમ આપણા વર્ષાવિજ્ઞાનમા મનાય છે. જેને અંગ્રેજીમા Monsoon Currents કહે છે તેને આપણામા પર્જન્યપવન કહે છે.

ખોળે ધરી, ચુમ્બન કરી . . . વગેરે = હવે લગભગ છેલ્લી વૃષ્ટિ છે એમ સૂચવાય છે. પૃથ્વીમાતા એ વૃષ્ટિને પોતાના ખોળામા લઇ ચુમ્બન કરીને કઇ અજબ ઘેનનું અંજન આંજીને તેને ચંપાળીને પોઢાડી દે છે તેથી વર્ષાની બધી મસ્તી, બધો વિહાર હવે શમી જાય છે

## ૧૮ તળાજાની ટેકરીમાં પ્રભાત

પ્રાતઃકાળે ત્રાપજથી તળાજા જતાં ચારપાંચ માઈલ દૂરથી દેખતી તળાજાની ટેકરી જેણે જોઈ હશે તેને ખ્યાલ આવશે કે એ ટેકરીનો દેખાવ એટલે દૂરથી, જાણે કોઈ વૃદ્ધ ડોસો માથે ધાબળો ઓઢીને ઊભડક બેઠો હોય, એવો લાગે છે. પ્રાતઃકાળે સૂર્યોદય થવા પહેલાં હું એક વખત આ ટેકરી ઉપર ચડેલો, અને તેનાં જુદાં જુદાં સ્થાનો : એભલગુફા, નરસિંહ મહેતાની નિશાળ, જળીનાં ટાંકાં, ગુફાગુફિયો પહાણો, અને જૈનોનાં દહેરાં વગેરે બધાં સ્થળોમાં ફરીને લગભગ દસઅગિયાર વાગે નીચે આવેલો. એ બધા દૃશ્યની એકંદર છાપ મારા દિલમાં જે પડેલી તેનું આ કાવ્યમાં વર્ણન છે.

ગિરિ વૃદ્ધ નદપર્યંક પાસે ... વગેરે = ડોસા જેવો દેખાતો તે ગિરિ પ્રાતઃકાળમાં કાળી શાલ ઓઢીને તળાજી નદીરૂપ પલંગ પાસે બેઠો છે અને તે પલંગમાં પોઢેલી પોતાની પુત્રી પ્રભાતીના રેશમ જેવા વાળને પંપાળ્યા કરે છે. હજી પ્રભાતના ઝાંખા તેજને લીધે નદીનો જલપ્રવાહ પ્રભાતીના સુરેશમ વાળ જેવો દીસે છે.

પોઢી પ્રભાત તરુણ નિરખું .... વગેરે = હજી તરુણ પ્રભાત તેના નદબિછાનામાં ઊંઘતી દેખાય છે, અને કાંઠેનાં તરુઓ નદપલંગ ઉપર જાણે છત્રચામર ધરીને ઊભાં હોય તેવાં દીસે છે.

કંઈ ઘોર નીંદર નાસિકાથી ... વગેરે = પ્રભાતીના શ્વાસો-ચ્છ્વાસમાં નિદ્રાના ઘોરણનાદ સંભળાય છે, તે જાણે કંઈ જળના ખળખળ નાદ જેવું જામતું દિવ્ય સંગીત લાગે છે.

એ ગાન કેરું તાન વધતાં = હવે જરા વધારે ઉજ્જવલ પ્રભાત થતાં પવન વધુ વાય, અને તેથી થતા જળ–ખળખળાટના વધતા

તાનથી પંખી જાગી જતાં લાગે છે, અને તે પંખીડાં પોતાની બહેનપણી પ્રભાતીને જગાડવા માટે સુમધુર સાદ કરવા માંડે છે.

ઊઠી પ્રભાતી આંખ ચોળી ... વગેરે = હવે પંખીનો કિલકિલાટ સાભળી પ્રભાતી આંખ ચોળતી ઊઠી ને તેનો અદ્રિપિતા જે પલંગ પાસે બેઠો છે તેના ખોળામા જઈ ચડે છે. આજુબાજુ આછો પ્રકાશ થવા લાગ્યો છે, પણ ટેકરીની તળેટીમાં અને તેની ગુફાઓમાં હજી પરોઢિયા જેવું અંધારું છે, એમ સૂચવ્યું છે.

ગહ્વરતણી સોડે લપાઈ .... વગેરે = હવે ટેકરીના બીજા ઉજાસવાળા ભાગને છોડીને પ્રભાતી પોતાના પિતાએ ઓઢેલી શામળી શાલની અંદર ગુફાઓની સોડે લપાઇ જાય છે. હવે ગુફાઓ સિવાય બીજા બહિરૂભાગોમાં ઉજાસ છે.

પવને સમાર્યું આંગણું .... વગેરે = હવે ઉજ્જવળ તેજસ્વી પ્રભાત થતાં પવન ફૂંકવા લાગે છે તેથી જાણે તે આગણું વાળતો હોય એમ લાગે છે. અને નદીમાં પણ વિચિક્ષોભ થવાથી તે જાણે નદ – પર્યંકને ખંખેરતો હોય એમ લાગે છે. અને બાલાર્કનો ઉદય થવાથી લાલ, ગુલાબી, કેસરી વગેરે રંગની રંગોળી પુરાવા લાગે છે. એ બધા રંગો ક્રમે ક્રમે પુરાતા જાય છે માટે 'જાળવીને પૂરે છે' એમ કહ્યું છે.

મરકતતણાં ચામર મનોહર .... વગેરે = નદીના કાંઠા ઉપર ઊગેલાં લીલાં વૃક્ષોરૂપી છત્રચામરો પવનની લહેરોથી હલવાથી તેને ટીંગાઇ રહેલ લાલઘેળા હીરા જેવાં ફૂલો નદીમા ખરી પડતા લાગે છે.

ગિરિએ ગૃહસ્થી ધર્મથી .... વગેરે = એ ટેકરીએ ગૃહસ્થ ધર્મ પ્રમાણે મારો સ્નેહસત્કાર કર્યો અને મારી આતિથ્યસેવા હેતથી

કરવા માંડી.

દીધો ઉતારો ભવ્ય એભલગહ્વરે .... વગેરે = તે વૃદ્ધે પોતાન ભવ્ય એકાન્ત એભલગુફામાં મને ઉતારો દીધો.

પરિચારિકા સોંપી પ્રભાતી = અને મારી સેવાસુશ્રુષા કરવ માટે પોતાની પુત્રી પ્રભાતીને સેવા કરનારી તરીકે સોંપી. ગુફામાં તે પ્રભાત જેવો જ દેખાવ હોય તેનું સૂચન છે.

પરિચારિકા પરિચય થતાં .... વગેરે = પ્રભાતી પરિચારિકા સા. વધારે પરિચય થતાં તે મારી લાડીલી બ્હેન જેવી બની રહી, અને તે મારી સાથે સાથે અનેક ગુફાઓમાં સંતાકુકડીની રમતો રમવા લાગી.

નરસિંહ મહેતાની નિશાળે .... વગેરે = અમે બંને 'નરસિંહ મહેતાની નિશાળ' નામની ગુફામાં પણ સાથે ગયાં, અને ત્યાં ભક્તિભાવના તથા જ્ઞાનપાઠના અનેક પાઠ ભણ્યાં. એ ગુફાઓની અદ્‌ભુત શાન્તિમાં ભક્તિભાવ અને ઇશ્વરમહિમાના જ્ઞાનનો આવિર્ભાવ સહજ સંભવે.

અભ્યાસથી ઊઠી પ્રભાતી .... વગેરે = બાળક જેમ અભ્યાસ કરતાં તુર્ત થાકીને ઊભું થઇ જાય તેમ પ્રભાતબાલા ઊભી થઇ ગઈ, એટલે હું પણ સાથે ઊભો થયો.

છોડાવી કરથી કર પ્રભાતી .... વગેરે = મારા હાથમાંથી પોતાનો હાથ છોડાવીને નીચે છેક તળેટી તરફ પ્રભાતી દોડી ગઇ. હવે ટેકરી ઉપર ગહ્વરોની આજુબાજુ બધે પ્રકાશ છવાઇ ગયો છે, પણ છેક નીચે તળેટીમાં કંઇક ઝાંખા જેવી પ્રભાત રહી હતી, એ દર્શાવતું આ ચિત્ર છે.

એ નાસતી છુપતી પ્રભાતી .... વગેરે = પ્રભાતી હવે નાસતી છુપતી

છેક અદૃશ્ય થઇ. દરેક ગુફામાં તેનાં પગલા પાછળ શોધનો કર્યો પણ તે તો છેક ગેબ!

એ રમ્ય ક્રીડનમાં અકારણ .... વગેરે = પ્રાતઃકાળનું છેક દૂર થવું અને ગુલાબી ઉજાશ સવારનું ચળકવું, એ દૃશ્યને ઉદ્દેશીને આ લીટીઓમાં કહેવાય છે કે પ્રભાતી એક બાલક પેઠે આનંદ રમતમાં અકારણ રીસાઇ, લાલ મોઢું કરીને અને મને એકાએક તરછોડીને ચાલી ગઇ!

હવે એ સ્નેહભોળતી ચાલી જવાથી આ સ્થળે રહેવું ગોઠે નહિ એ સ્વાભાવિક છે. માટે હવે અદ્રિનું છેલ્લું દર્શન કરી લઇને વિદાય લેવા વિચાર કર્યો. પ્રભાત વીતી ગયા પછીનું તે ટેકરીનું દર્શન હવે નીચેની કડીમા આવે છે.

ગિરિરાજ કાળી શાલ કાઢી .... વગેરે = હવે પ્રભાત વીતતાં તે ટેકરીએ ઓઢેલી પોતાની કાળી શાલ કાઢી નાખી છે, અને જાણે તે તેજજલમાં નહાઇ, કનકમય કાન્તિ ધારણ કરીને, કંઇક સમાધિમા શાન્ત અને સ્વસ્થ બેઠેલ દેખાય છે.

ધ્યાનસ્થ અદ્રિરાજને .... વગેરે = એ ધ્યાનમા બેઠેલા અદ્રિને પ્રદક્ષિણા કરીને (એટલે તેના પશ્ચિમ ભાગ તરફથી હવે પૂર્વ ભાગે જ્યા ઊતરવાના પગથિયાં છે ત્યા આવીને) મેં પ્રણામ કર્યા, અને તેની વિદાય લીધી. તો પણ પ્રભાત તો મને વળાવવા માટે જરા પણ ડોકાઇ નહિ.

## ૧૯ કાળિયાકગમન

દારૂણ ગ્રીષ્મ ઋતુની સખત ગરમીના સમયમા એક વખત કાળિયાક જવું થયેલું તેના અનુભવનું આમા વર્ણન છે. પ્રસંગ સરળ છે.

## ૨૦ અમારો આવાસ.

કુદરતનાં આહ્લાદજનક અને સ્નેહભર્યાં સ્થાનોમાં અને સત્તો સમીપ, જ્યાં મન ઠરે અને જેના સહવાસમાં નિવાસ કરવો ગમે, તે બધાંનું આમાં વર્ણન છે. અર્થ સ્પષ્ટ છે.

## ૨૧ દિલદારદર્શન

કુદરતનું અખિલ દશ્ય ગાન અને નૃત્યના આનંદમાં મચેલું જણાતાં હૃદયમાં અત્યંત સ્નેહભાવ ઊછળે છે, અને આનંદમય ઇશ્વરી લીલાનું સ્નેહભીના આર્દ્ર દિલમાં પ્રતિબિંબ પડે છે તેને દિલદારદર્શન કહેવામાં આવ્યું છે. એ ચિદાનંદનું પ્રતિબિંબ લાંબો સમય હૃદયમાં ટકતું નથી પણ ધીમે ધીમે ઝાંખુ ઝાંખુ થઇ અદૃશ્ય થાય છે. એ બધા અનુભવનું આમાં ચિત્ર છે. યોગના અભ્યાસીને કે સમાધિની પ્રક્રિયાનો અભ્યાસ કરનારને આ અનુભવ સહેલાઇથી સમજાશે. એક વખત બીલખાથી ગિરનારના પ્રદેશમાં હું ગયેલો, ત્યાં ધ્યાન-સમયનો આ અનુભવ છે.

ભવ્ય પહાડમાંથી નીકળતાં ઝરણનો પ્રવાહ એક ખીણમાં વહે છે ત્યાં વૃક્ષલતાઓના બની રહેલા કુદરતી લતામંડપમાં આસન કરી, ધ્યાનની તૈયારી કરતાં, આજુબાજુનું બધું દશ્ય ગાન ને નૃત્યમાં તલ્લીન લાગે છે. તે દશ્યનું વર્ણન પહેલી આઠ કડીમાં કર્યું છે.

સર્વે સૃષ્ટિ ગાન ને નૃત્યવાળી .... વગેરે = સૃષ્ટિના ગાન અને નૃત્યની કુદરતી લીલા અનુભવવાથી આનંદમગ્ન થવાય છે.

એવામાં મેં દૂર દૃષ્ટિ વધારી .... વગેરે = હવે આ કડીથી લૌકિક દૃષ્ટિએ કલ્પનાપ્રદેશમાં ઉડ્ડયન માની શકાય, અને ધ્યાનની સ્થિતિમાં દિવ્યદૃષ્ટિથી થતું દિવ્ય દર્શન ગણી શકાય. દ્રષ્ટાને આ બધી સૃષ્ટિઓમાં કુદરતની પરીઓનું નૃત્યભુવન ભાસે છે.

કડી ૧૧ = કુદરતમાં જામી રહેલું ગાન અને નૃત્ય તે અપ્સરાઓની સોજનતું પરિણામ લાગે છે. અને ગાનનૃત્યવાળા સ્થાનના સંગનો રંગ દ્રષ્ટાના આર્દ્ર અને ઊઠગીતા ઉરને પણ લાગે છે.

કડી ૧૨ = તેને ઇશ્વરી પ્રેમપીયૂષના પાનની પિપાસા થાય છે, અને એ પીયૂષપાનથી તૃપ્તિ અને પરમાનંદપ્રાપ્તિની તેને ઝંખના થાય છે.

કડી ૧૩ થી ૧૬ = દિવ્ય અપ્સરાઓના નૃત્યગાન સમું અનાહત નાદનું શ્રવણ ધ્યાનસ્થ સ્થિતિમાં થતાં આ સ્થાન ઇંદ્રની અમરપુરી જેવું લાગે છે; અને વૃક્ષો, વેલો, પક્ષી, પ્રાણી વગેરે સર્વ કુદરતના સત્ત્વો દેવદેવાગનાઓ સમાન ભાસે છે.

સૌ દેવીમાં એક મૂર્તિ મધુરી = એવા દિવ્ય દર્શનમા ભિન્નત્વ દૂર થઇ, તે બધાયના અધિષ્ઠાનરૂપ એક અખંડ ચિદ્દ્ઘન સ્વરૂપનું મોહક દર્શન થાય છે, તેનું વર્ણન એક માશૂક માફક કરવામા આવ્યું છે. તેના સ્વાગત માટે બોલવાને શબ્દ જડતો નથી ( કેમ કે વાણી ત્યાં પહોચી શકતી નથી ), તેમ જ તેને ભેટી પડવાનું મન છતાં તે ભવ્ય આકૃતિના દર્શનથી ભીરુતા વ્યાપે છે, અને અવયવ માત્રની ગતિ સ્તબ્ધ થઇ જાય છે.

કડી ૨૦ = ઉપર વર્ણવેલી અહોભાવની ભીરુતાને લીધે એ વિશ્વદર્શનની દિવ્ય મૂર્તિ વિદાય થતી દીસે છે. ( અર્જુનને શ્રીકૃષ્ણે વિશ્વદર્શન કરાવ્યુ ત્યારે તે ભયભીત થઇ ગયેલો, અને તેથી વિશ્વદર્શન સમેટી લઇને શ્રીકૃષ્ણે સૌમ્ય સ્વરૂપ પાછું ધારણ કર્યાની વાત ગીતામા છે. તે આ અનુભવની સાક્ષી પૂરે છે. ) સમાધિમા ચિદ્દ્ઘન સ્વરૂપનું દર્શન લાંબો કાળ ટકાવી રાખવું એ સહેલું નથી એ વાત અનુભવીઓ જાણે છે. પરંતુ *यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः*

એવી સિદ્દશા જેને પ્રાપ્ત હોય તેને જ તે સુગમ છે. પણ છેવટ એ દિવ્ય દર્શન અદશ્ય થતાં હૃદય વિદાય થઇ જતું લાગે એ સ્વાભાવિક છે.

કડી ૨૧ થી ૨૩ = હવે જાગૃત થયેલી દૃષ્ટિને તે ને તે દર્શનની અભિલાષ હજી મટતી નથી, તેથી એ દિવ્ય લીલાના દર્શનની પ્રતીતિ દૃષ્ટાને પોતાના વૃક્ષકુંજની આજુબાજુમાં કંઇક આભાસ રૂપે થયા કરે છે, એ સ્થિતિનું લૌકિક દૃષ્ટિએ અહીં ચિત્ર અપાય છે.

કડી ૨૪ થી ૨૬ = હવે દિવ્ય લીલાનું દર્શન અલોપ થતાં ચિત્તની વિહળ સ્થિતિ થાય છે, દૂર દૂર જતી એ દર્શનછાયા પાછળ દૃષ્ટિ ખેંચાઇ રહે છે, અને છેવટે મૂર્છા કે તંદ્રાવસ્થા પ્રાપ્ત થાય છે.

૨૨ હરિણબાલ

વગડામાં હરિણબાલને બેફિકર કૂદતું ગેલકરતું જોઇને ઉદ્ભવેલા વિચારો આમાં ચીતર્યા છે, અને એ બાલ હરિણને જોઇ નિશ્ચિંત આનંદસમ્મતભરી બાલ્યાવસ્થા સાંભરી આવતાં નિરંતર જ્યાં બાલ સૃષ્ટિ જ હોય તેવા પ્રદેશમાં જઇ વસવાનો સંકલ્પ થાય છે.

એવા તો આ વનમહીં ભમે ... વગેરે = આ સંસારવનમાં દુષ્ટ પારાધીઓ – શિકારીઓ ગુપ્ત પ્રકારે ત્રાસ દેતા ભમે છે, અને મીઠું મીઠું ગાઇ ભોળવીને પ્રાણ હરે છે. ઉપર ઉપરથી મીઠા-બોલા છતાં અંદર ખાનેથી છળકપટ ભરેલા લુચ્ચાઓ દુનિયામાં ઘણા હોય છે અને મધુર સંગીતથી ભોળાં હરિણ લોભાય એ વાત પ્રસિદ્ધ છે.

ત્યાં શકે કોઇ ના રહી .... વગેરે = દુનિયામાં મોહમાં ફસા

પછી કોઇ ઉગારી શકે નહિ; મોહપાશથી તો પોતાની મેળે જ છૂટવું જોઇએ. માટે આ ઝગમગાટભરી દુનિયામાં વસ્યા પછી તો સાચવી સાચવીને જ રહેવું પડે.

લે હું ય આવી વિસરી ... વગેરે = દુનિયાની ચિન્તાથી અને કલેશભરી દશાથી કંટાળેલા મનને આ નિર્દોષ અને નિશ્ચિંત બાલ્યાવસ્થાની આનંદભરી સ્થિતિ આવકારદાયક લાગે છે, તેથી જે સ્વર્ગીય પ્રદેશમાં કાયમ બાલ્યાવસ્થા સિવાય બીજી સ્થિતિ જ ન હોય ત્યાં જઇ રહેવાની અભિલાષા થાય છે.

## ૨૩ બાલા-પરીને

નાની પરી જેવી સુંદર બાલાને ઉદ્દેશીને વાત્સલ્યભાવે આ કાવ્ય લખાયું છે.

સંસારઘાના વ્રણ રૂઝવે તું = બાલિકાના કરને ઉપલી કડીમાં પલ્લવ કહેલ છે. કેટલીક ઔષધિના પાંદડામાં વ્રણરોપણ કરવાનો ગુણ હોય છે, તેમ બાલકના કોમલ કરપલ્લવમાં સંસારની આધિના વ્રણ રૂઝવવાની શક્તિ સ્નેહી સ્વજનને લાગે છે.

ભિષ્ય .... કરો = બાલિકાના કોમલ કરમાં સંસારના ઘા રૂઝવવાની કે દુઃખનિવારણની શક્તિ ઉપરની કડીમાં કહી છે, તે રીતે અહીં પણ તે કરોમાં દિલના દર્દ દૂર કરવાની દવાની શક્તિ માનીને તેને દવા જેવા ગુણવાળા હાથ કહ્યા છે.

લલાટ ઝુલ્ફાં ઝૂલતાં ... વગેરે = બાલિકાના કપાળ ઉપર સુંદર ઝુલ્ફાનું ઝુલન જોઇને સ્નેહીજનનું હૈયું હૈવી હિંચોળે ઝૂલવા લાગે, અને એ ઝુલાની હાલક છેક ઊંચે ચડે ત્યાં સ્વર્ગદર્શન થતું હોય એવો આનંદ થાય!

### ૨૪ માતામરણ

પ્રસંગ સરલ છે.

### ૨૫ સંતત સ્મરણ

મારી પ્રિયતમાના અવસાનપ્રસંગે લખાયલું આ કાવ્ય છે.

એહ અગમ્ય માર્ગે = જે અનંત કાળમાં દિવસ, માસ, વર્ષ વગેરે સમાઇ જાય છે, તે અનંતતાના અગમ્ય માર્ગે તું ચાલી ગઇ!

હેયે વિરાટહૃદયા ! છવિ આ તરે છે = હવે તે વ્યક્તિરૂપ મટીને સમષ્ટિમાં ભળી જતાં પ્રિયાને 'વિરાટહૃદયા' કહીને સંબોધવામાં આવે છે. 'તું વહી ગઇ છતાં હે વિરાટહૃદયા! તારી એ છવિ તો આ ચક્ષુ આગળ અખંડ તર્યા કરે છે.'

નેણે નિરંતર તું દર્શન .... વગેરે = નેણમાં તારાં દર્શનની ખુમારી, અને કર્ણમાં તારા અનાહત ઝણકાર એવા ને એવા જ તાજા છે, તે કાંઇ મટવાના નહિ.

અર્ધનાર નટ ઈશ્વર તુજ સંગે = જેમ ઉમામહેશનું પ્રેમ-જોડું એક અભેદ રૂપે હોવાથી શ્રીશંકરભગવાન અર્ધનાર – નરેશ્વર કહેવાય છે, એમ તારા સંગે હું દિનદિન ને અંગેઅંગ ગુંથાયલો અર્ધનારનરેશ્વર સ્વરૂપ હતો. પણ ઉમા દક્ષના યજ્ઞમાં બળી મુવાં, અને શંકરભગવાને વિષપાન કર્યું તથા સ્મશાનમાં ધૂણી જમાવીને ભસ્મલેપન કર્યું; તેમ હવે તારા વિના મારે આ સંસારમાં વિષપાન પીગળવાનું, બળતી ચિતામાં તરફડવાનું, અને રણમાં એકલા રખડવાનું જ રહ્યું; કેમ કે તારા વિના બીજા કોઇનો સહચાર મને ગમવાનો જ નહિ.

ત્રિશૂલ વજ્ર વહ્યાં ... વગેરે = હું તેર જાની ઉંમરે પહોંચ્યો ત્યાં મારી ચોત્રીશ વર્ષની વયે ગહીનું આગમન થયું, એટલે એ

એકવીશ વર્ષનો ઘરવાસ માત્ર એકબે પલમાં જ વીતી ગયાનો હવે અનુભવ થાય છે.

અભ્યાસજીવન તું સાથ રહી ગુજાર્યું = અમે બંને શાળામાં સાથે ભણતાં એવો અર્થ નથી પણ હું પરિણીત અવસ્થામાં અભ્યાસી હતો અને પાઠશાળાના મારા અભ્યાસમાં મારી પત્ની રસ લેતી અને ઉલ્લાસ પૂરતી એમ કહેવાનો આશય છે.

સાયુજ્યભાવ તવ ના વિસરે વિસાર્યા = તારા સહવાસના ને સોબતના આનંદજનક સ્નેહભાવ વિસાર્યા વિસરાતા નથી.

યોગભ્રષ્ટ = પ્રિયાની સૌમ્ય સોબતના યોગથી ચ્યુત થયેલો, ગમગીનીભરેલી અનંત વિરહદશા પામેલો.

૨૬ પુનર્મેળાપ

બ્હેની અને જનની તુલ્ય ... વગેરે = આ યુગ્મ પૈકીના પુરુષની બહેન અને ફૈબાને તે પુરુષની સ્ત્રી પ્રત્યે કંઇક અકારણ અણગમો ને ધિક્કાર એટલો તો હતો કે સ્ત્રી તેમની આંખે ખૂંચતી અને અદીઠ થાય તો જ તેઓ જંપે એવું હતું. માટે એ વધૂના કંઇ કંઇ વાક કાઢીને પુરુષને તેઓ સતાવતાં અને નિરંતર ક્લેશ કરાવતા. પણ પુરુષ માબાપ વગરનો હોવાથી તેની બહેન અને ફૈબાને વશ હતો, એટલે તેની સ્ત્રીને પોતાના દુઃખની દાઝ જાણીને વિદાય થઇ જવા ફરમાવ્યું.

બાળો સદા પતિ પરાધીનતા સહેતો = બાળપણમાં પરણેલો પતિ હજી પોતે પગભર થયો ન હોય તેથી તેને તેના વડિલોની મરજી અને આજ્ઞા હંમેશાં ઉઠાવવી પડે.

દીધો વિવાહ ફરી ભ્રાતૃજનો સહર્ષ = ફૈબાએ પોતાના ભત્રિજા-

ને ફરીવાર રંગે ઉમંગે પરણાવ્યો.

ફૈબા ફુલાય મન જેમ કરી કમાણી = પોતાને અણગમતી જૂની વહુને કાઢી મૂક્યા પછી ભત્રિજાને નવી વહુ પરણાવી તેથી ફૈબાં અઢળક કમાણી કરી લાવ્યાં હોય એમ ફુલાવા લાગ્યાં.

છે દૂર જે નજરથી ઉર શે વસે તે ? = જે જૂની વહુ અત્યારે નજરથી પણ છેક દૂર છે, તે નવા પરણેતરની સ્થિતિમાં પતિને હ્રદયમાં શી રીતે સાંભરે ?

પૂર્વસ્મૃતિ સમય સર્વ ભુંસાડી દેતો ... વગેરે = વીતેલા દીર્ઘ સમયે તે પતિના દિલમાંથી પૂર્વસ્મૃતિ છેક વીસરાવી દીધી છે, અને તે બધો સમય હવે ત્યજાયલી જૂની વહુને જ માત્ર વિયોગમાં વીતે છે. નવવધુની પ્રાપ્તિથી વિયોગનું ભાન પતિના મનમાં જરા ય થતું નથી, પણ એ જૂની વહુને તો વિરહદશાનો અનુભવ હજી અખંડ છે.

સર્વે તિરસ્કૃત થકી ખસી દૂર ભાગે .... વગેરે = જે સ્ત્રીનો વિનાકારણ પણ અમુક સંયોગમાં તેનાં સ્વજનથી તિરસ્કાર થયો તેનાથી ખસીને પરાયાં તો દૂર રહેવા ચાહે, અને એવી ત્યજાયલીને સંઘરતાં કે આશ્રય આપતાં તેઓ લજવાય.

છો નાથ ! આપ સુખવાસ સપત્ની સાથ ... વગેરે = હે નાથ ! આપ મારી શોક્યની સાથે સુખવાસમાં છો – સુખી અને કુશળ છો એ જાણીને હું, જો કે વિયોગમાં વસું છું તો પણ, ઘણી ખુશી થાઉં છું.

ફૈબાતણાં ફગર ફાગ ... વગેરે = ફૈબાને સુખેથી વારંવાર સાંભળથી ગાળો અને જશા અપવાદો સાંખીને, તથા નણંદનાં કડવાં

કટાણું વજ્ર જેવાં વેણો મહી સહીને હું તો ઘણી સહનશીલ બની છું, તેથી મારી શોક્યની જોડે પણ સુખથી ગમાડીને રહી શકીશ.

સંસાર સર્વ પણ જ્યાં પલટી ગયો છે ... વગેરે = પતિએ બીજી સ્ત્રી સાથે વિવાહ કર્યાથી તેનો ઘરસંસાર બધો બદલાઇ ગયો છે, તે સ્થિતિમા આ સ્ત્રીએ લખી મોકલેલા પત્રનો ઉત્તર મળવાનો ભરોસો તો તેને છે જ નહિ.

તીર્થાટને નીકળતાં ... વગેરે = હું આશરે સને ૧૯૧૫મા નર્મદા-તીર્થસ્થાને ગયો હતો ત્યા નર્મદાકાઠાના ચાણોદ ગામે આ સાધ્વી સ્ત્રીની મારા એક મિત્રે મને ઓળખ કરાવી અને તેની લજ્જાયલી સ્થિતિની મને બધી વાત કહી. તેને સાધ્વીની જેમ પોતાનો વિયોગ-કાળ ભક્તિભજનમા વીતાડતી મેં જોઇ એ સ્થળનું અને તે ત્યક્તા યૌવનાની વિપદ દશાનું કડી ૨૦થી ૨૪મા ચિત્ર આપવામા આવ્યું છે.

શી યોજના પ્રભુ તણી ? ... વગેરે = પ્રભુની શી યોજના હશે તે કાઇ કળી શકાય નહિ. આવી સુશીલ સાધ્વીને શું મરણાન્ત વગી વિધિએ તીર્થવાસ લખ્યો હશે ? કે સાધુવેશ ઉતારીને તે ફરી પાછી તેના પતિ સાથે સૌભાગ્યવેશે નિવાસ કરશે ?

ઇચ્છા પ્રપૂર્ણ, પણ આશ ન લેશ ... વગેરે = પતિના મનમા એમ સંપૂર્ણ ઇચ્છા તો હતી કે એ જૂની વહુ હવે આવીને ઘર સંભાળે તો સારૂં, પરંતુ તેને જરા ય ભરોસો નહોતો કે એ પ્રથમની પત્નીના હૃદયમા આટલે લાબે કાળે સ્નેહાગ્નિ જાગતો હોય.

ના રીસ લેશ, અસુયા ન જરા ય . વગેરે = જે સ્ત્રીમા મહત્ત્વ સ્નેહ, કોમળતા અને દયાળુ સ્વભાવ છે તે સ્ત્રીમા લેશ પણ રીસ કે અદેખાઇના અવગુણ સંભવે જ નહિ.

વીતી દશા, વિરહદુઃખ બધા ય વામી = તે સ્ત્રી પોતાના જૂન

કાલનાં વીતેલાં વીતક અને આટલો બધો સમય ભોગવવું પડેલું વિરહ-દુઃખ બધું ભૂલી ગયાં.

ને મિષ્ટ મૂક નટનારસ્વરૂપ લીન = એ પતિપત્ની હૃદયના સ્નેહાશ્લેષમાં એવાં તો ગુંથાયાં કે અણધાર્યા પ્રાપ્ત થયેલા મધુરસ્નેહસંયોગના ઉમળકામાં વાણીની ગતિ જ અટકી જાય એવા અર્ધનારનટેશ્વરસ્વરૂપે તલ્લીન થઈ ગયાં.

૨૭ શિષ્યને

સ્નેહી શિક્ષક પોતાના શિષ્યને ઘણાં વર્ષો સુધી શિક્ષણ આપ્યા પછી તે કામના પરિચયમાંથી વિરામે ત્યારે જે ભાવો તેના દિલમાં થાય છે તેનું આમાં વર્ણન છે.

૨૮ અચાનક મહિમા

જ્ઞાનેન્દ્રિયદ્વારા કોઈ ધન્ય ક્ષણોમાં અચાનક આનંદઅનુભવ પ્રાપ્ત થાય તેનું આ ચાર કડીમાં વર્ણન છે.

કડી ૧. આ કડીમાં શ્રવણેન્દ્રિયજન્ય અચાનક ભોગના આહ્લાદનું વર્ણન છે. રસનાઇન્દ્રિયના બે ગુણોમાંથી એક ગુણ વાક્ છે તેને શ્રુતિ સાથે સંબંધ હોવાથી અચાનક મધુર વાક્નો આનંદઅનુભવ પણ આમાં જ સમાય છે. અને રસનાનો બીજો ગુણ સ્વાદ છે તેની અચાનક પ્રાપ્તિમાં આનંદ નથી પરંતુ ( propensity ) સ્વાદની આગમચ-ભાવના હોય તો તે વધારે આનંદ આપે છે માટે તે ગુણનો આમાં સ્પર્શ નથી કર્યો. માટે આ કાવ્યની માત્ર ચાર કડી આપી છે.

કડી ૨. આ કડીમાં અચાનક સુખકર સ્પર્શનો આનંદનો અનુભવ વર્ણવ્યો છે.

કડી ૩. આમા અચાનક મોહક દર્શનના આનંદનો અનુભવ છે.

કડી. ૪ આમા મગજને તર કરી દે એવા અચાનક મિષ્ટ ઘ્રાણના આનંદનો અનુભવ છે.

૨૯ નિદ્રાને આવાહન

લાબા કાળથી ઊંઘ માટે ઝંખના છતાં અનિદ્રાવસ્થા ભોગવવી પડવાથી નિદ્રાદેવીને હવે તેનાં મુલાયમ પગલાં ભરીને આવવા માટે વીનવવામાં આવે છે. અર્થ સ્પષ્ટ છે.

૩૦ સ્વ૦ રણજીતરામને નિવાપાંજલિ
અને
૩૧ ગાંધીજીની જયંતી

બંને પ્રસંગનાં કાવ્યો સરલ છે.

૩૨ અવાચ્ય ચિત્તવૃત્તિ

હૃદયમાં કંઇ અકળ પણ પ્રબળ ક્ષોભ થતાં શું થાય છે ને સમજી શકાય નહિ અને કહી પણ શકાય નહિ એવી સ્થિતિનું આમા વર્ણન છે.

૩૩ મહિમ્નસ્તોત્ર

કુદરતનાં મહિમાવાન સત્ત્વોના દર્શનથી ઊપજતા અહોભાવથી આમા તેના મહિમાની સ્તુતિ ગવાય છે :

કડી ૧ માં ત્રિકાળ તપ આચરતા ગિરિમહર્ષિના ઔદાર્યની અને ગંભીરતાની સ્તુતિ છે.

કડી ૨ માં વિશાળ અને રસાળ તળેટીનો પ્રદેશ જે પ્રાણીમાત્રને પોષણ આપે છે તેની સ્તુતિ છે.

કડી ૩ માં મહોદધિની સૌજન્યભરી વિશાળતા અને રસાળતાની સ્તુતિ છે.

કડી ૪ માં વનસ્પતિ પંડે દુઃખતાપ વેઠીને પરોપકાર કરી રહે છે તેની સ્તુતિ છે.

કડી ૫ માં સૂર્યચંદ્ર જે પરમજ્ઞાન રૂપ પ્રકાશના દૂત છે તેમની વિશિષ્ટ પ્રભાની સ્તુતિ છે.

કડી ૬ માં આ બધાં કુદરતી સત્ત્વો પરમાત્માના મહિમાનો અંશમાત્ર વ્યક્ત કરે છે, અને એ અનંત જ્ઞાનપ્રકાશનની જ્યોતનો મહિમા જે સૂર્યચંદ્ર ગાતા ફરે છે તેમની સાથે ફરતા રહીને નિરંતર પ્રકાશમાં જ રહેવાની ઉત્કટ ઇચ્છા થાય છે, અર્થાત્ નિરંતર જ્ઞાનસહ પ્રગતિ ચાલુ રહે એવી ભાવના છે.

### ૩૪ અનહદ નાદ

સંપૂર્ણ ભરતી વખતે સાગરનાં ઊછળતાં મોજાં કાંઠે આવી આવીને અફળાતાં હોય ત્યારે અનાહત નાદ જેવો ઘોર ધ્વનિ ચોમેર ગર્જી રહે છે તે નાદનું આમાં વર્ણન છે. મીઠીવીરડીમાં સમુદ્રતટ રેતીવાળો નથી, પરંતુ તેની તટબિછાત પથ્થરવાળી છે, અને એ પથ્થરની તટબિછાત ઉપર ભરતી વખતે અફળાતાં મોજાંથી આ અનાહત નાદનો મને શ્રવણલાભ મળેલો.

નાદ અનહદ ઉઠે ... વગેરે = સાગરના મધુર ગળામાંથી, તેમ જ સાગરના લવણ મિષ્ટ કંઠ ઉપરથી ગંભીર અનહદ નાદ થઇ રહ્યો છે, તે જાણે કંઇ ગંભીર ભાવે આલાપ કરી રહ્યો હોય એવું લાગે છે.

ભક્ત ભવ ઇશનો તું ... વગેરે = તું ખરેખરે ભવેશનો પ્રેમભક્તિવાળો જણાય છે, કેમ કે ભક્તિના તાનમાં તારું ઉર ઉછળાઇને રસમાં રેલી રહ્યું છે.

પરમ પદ પૂજતો તું ... વગેરે = તું તો કષ્ટકાળથી પરમાત્માના પદ પખાળી પૂજતો આવ્યો છે તેથી તારા દરેક ટીપેટીપામાં એ ભક્તિના તાનની ધૂન લાગી રહી છે.

નાદ અનહદતણી ધૂનમાં ... વગેરે = આ તારા ભક્તિગાનનો નાદ સાભળીને આનંદમગ્ન બની વૃક્ષો પણ તેમનાં શિર નમાવતાં ધૂણી રહ્યાં છે, પવન પણ એ નાદ સાંભળીને પ્રેમથી ઇશગુણનું ગાન લલકારી રહ્યો છે, અને પક્ષીઓ પણ ભજનભાવે કલરવ કરી રહ્યાં છે. આ બધું પ્રભુમહિમાના ગાનનું અખંડ ગર્જન શ્રવણ-ગોચર થતાં હૈયું ભક્તિભાવમા પીગળી જાય છે.

ધ્વનિ પ્રણવઘોષના ... વગેરે = આ અખંડ ચોમેર વ્યાપેલો અનાહત નાદ જાણે પરમાત્માના ૐકાર રવનો ધ્વનિ હોય એમ આખું વિશ્વ એકતાને રણકાવી રહ્યો છે, અને વિશ્વમા દરેક અણુમા એ ૐકારનાદનું તાન મચી રહ્યું છે અને તેથી આખું જગત આનંદ-પુલકિત થઇ ધણધણી રહ્યું છે.

આમ સર્વત્ર એક અખંડ નાદના શ્રવણથી ભેદભાન બધાયને ભુલાઇ ગયુ છે, અને એ બધી ભિન્ન વિભૂતિઓને ઇશગુણગાનની એક-તાનતા દ્વારા અદ્વૈત બોધ શીખવી દીધો લાગે છે.

### ૩૫ વિરાટનો તાન્ડવરાસ

ખગોળશાસ્ત્રની દૃષ્ટિથી વિરાટના આ તાન્ડવરાસનું વર્ણન કરવામા આવ્યું છે.

અજબ શું નૃત્ય તાન્ડવ વિરાટેશનું ... વગેરે = વિરાટેશનુ તાન્ડવનૃત્ય ચોમેર વિશ્વમા અજબ મચી રહ્યું છે.

સૂર્ય, તારા અને ... વગેરે = વિરાટના તાન્ડવરાસના તાલ ઝીલી

ઝીલીને સૂર્ય, તારા, ગ્રહો, ચાંદા – બધાં ય એ રાસમાં ઘૂમી રહ્યાં છે.

ના ચુકે ચાલ ને ચાતુરી ... વગેરે = તેઓ પોતપોતાની વર્તુલ વાળી ચાલ, અને પોતાના ધરી ઉપર ફુદડી ફરવાની ચાતુરી કદિ ચૂકતાં નથી, અને કોઇ ગૂઢ ગાન કરતાં ભમ્યા કરે છે.

અંતરિક્ષમાં તેઓના ભ્રમણથી એક પ્રકારનો ઘોર નાદ થાય છે તેને ગૂઢ ગાન કહ્યું છે, કેમ કે તે અવાજ સામાન્ય ચર્મશ્રુતિથી સાંભળી શકાતો નથી, પણ ધ્યાનસમાધિમાં પ્રાપ્ત થતી દિવ્યશ્રુતિથી તે સંભળાય છે, માટે તેને ગૂઢ ગાન કહ્યું છે.

સ્નેહઆકર્ષણે મુગ્ધ જાણે ... વગેરે = ગુરુત્વાકર્ષણના સ્નેહ જેવા ખેંચાણથી જાણે એ બધાં મુગ્ધ બનેલાં હોય એમ સૌ પોતપોતાના તાનમાં તલ્લીન છતાં સમતોલ ફર્યા કરે છે. (પણ કદિ અથડાઇ પડતાં નથી.)

અજબ શો સ્નેહ, સૌ લોક...વગેરે = આ ગુરુત્વાકર્ષણનું કેવું અજબ ખેંચાણ છે કે જેથી સૂર્ય, ગ્રહ, ચંદ્ર વગેરે સૌ લોક એક બીજાને પોતપોતાના લઘુ ગુરુ વજનના માપ પ્રમાણે જ બરાબર આકર્ષણ કરે છે.

ચપલ ચાતુર્ય તે ચૂક કદિ ના કરે = આ વિભુની વિભૂતીઓમાં વિભુના પંડના જેવી ચપળ ચાતુરી હોવાથી તેમની ચાલ વગેરેમાં કદિ પણ ચૂક થતી જ નથી, કેમ કે તે સર્વ પોતપોતાના ગુપ્તભેદ સમજી રહ્યાં છે.

સ્નેહઆવરણ અંતર સહુ અવગણે ... વગેરે = જ્યાં ખરો સ્નેહ છે ત્યાં કશું આવરણ નથી તેમ જ તેને છેટાપણું પણ નથી, એટલે આકાશોની કે અંતરની ગુરુત્વાકર્ષણના બળને કશી ગણતરી જ નથી. ગુરુત્વાકર્ષણને પ્રભાવે કરોડો યોજન દૂર હોય તે પણ

નાટક જેવું ખેંચાણ અનુભવે છે.

પ્રેમતંત્રી તણા તાર છે તંગ ત્યાં ... વગેરે = જેઓની વચ્ચે પ્રેમતંત્રીના સખ્ત ખેંચાણવાળા તંગ તાર હોય તેને મન તો દૂર નજદીક બધું સરખું જ.

સર્વ નિજ રાહમાં, સર્વ નિજચાલમાં ... વગેરે = એ બધા ખગોળ ગોલકો પોતપોતાનાં વર્તુલોમાં, પોતપોતાની ફુદડીઓની ચાલમાં, અને નિયમસર ઢળકતા માપસર તલમાં રાસ લેતા ફર્યા કરે છે.

ફુદડી ફરતા ફરે, ઢળકતા કંઇ લળે ... વગેરે = જેમ રાસમાં સ્ત્રીઓ કોઇ કોઇ વાર ફુદડીઓ ફરી જાય છે, અને નમી નમીને દાક્ષભાવે લળકતી જાય છે, તેમ વિરાટના તાન્ડવરાસમાં આ બધા ખગોળલોકને ફુદડીઓ ફરતા અને લળી લળીને ઢળકતા જતા જોઇને હૈયે હેત ઊભરાય છે.

ઓજસર માન મર્યાદ રાખી ફરે ... વગેરે = સ્ત્રીઓ રાસમાં મશગૂલ થઇ ગઇ હોય તો પણ જેમ લાજમર્યાદથી પોતાનો ઓજ જાળવી રાખે, તેમ આ બધા ગોલકો પોતપોતાના વજન અને માપનાં પ્રમાણ બરાબર જાણે ધ્યાનમા રાખીને ઘૂમતા હોય એમ દેખાય છે. અને તેથી તેઓ અમણિત જથ્થાબંધ હોવા છતાં કોઇનો કદિ પણ નિયમ તૂટનો નથી, અને બધા અંતરના વહાલથી – ગુરુત્વાકર્ષણથી એકમેકને સ્નેહદોરીથી સંકળાઇ રહે છે. એ આકર્ષણ કદિ છોડ્યું છૂટતું નથી.

પ્રેમ છે સર્વના શ્રેય માટે = જેમ વ્યક્તિપ્રેમ એ સમષ્ટિપ્રેમ શીખવવાનું શ્રેયસાધન છે, તેમ આ કુદરતના સત્ત્વોમાં ગુરુત્વાકર્ષણનો પ્રેમ તે સર્વના શ્રેય માટે છે : નહિ તો તેઓ ક્યાંઇ આથડાઇ ફૂટાઇ ભૂકો થઇ જાય.

ગહન શી મોહની મંત્રણા ... વગેરે = વિરાટેશ્વરે આ પ્રકારના તાન્ડવની કેવી ગહન મોહનીભરી યુક્તિ રચી છે!

ધૂમકેતુ રીસે દૂર ધસતા દીસે .... વગેરે = ધૂમકેતુઓ પોતાના કેન્દ્ર આકર્ષક સૂર્યથી જો કે રીસમાં દૂર ભાગી જતા દેખાય છે, તો પણ તે પાછા ફરીને કેન્દ્રસ્થાનની છેક થડમાં આવી જાય છે. તેથી એવું લાગે છે કે તેમને ધસી જવાનું કારણ રીસ નથી, પરંતુ તેમના અંગમાં રાસના રંગની લગની બીજાઓ કરતાં ઘણી પ્રબળ હોવાથી તેમનાથી લગનીના તાનમાં દૂર ધસી જવાય છે, પણ પાછા ફરવું ભાન થતાં છેક પાસે આવે છે.

રસકણો રાસ અદ્‌ભુતનાં ઝીલતા ... વગેરે = આ અદ્‌ભુત રાસનાં રસકણો વિશ્વનાં જડચેતન સર્વ ઝીલી રહ્યાં છે, અને તેથી તે સૌના ઉરમાં સ્નેહખેંચાણ વ્યાપી રહ્યું છે.

ઉદધિ ઉછળી રહે ... વગેરે = (૧) સાગર ઊછળી રહે છે, (૨) વાયુ મસ્તીમાં મહાલ્યા કરે છે, (૩) દરેક જીવ પોતાના દિલના આનંદ-દાવ ખેલી રહ્યો છે; એ બધાં સ્નેહખેંચાણનાં દૃષ્ટાન્તો તરીકે બતાવ્યાં છે. ચેતન સૃષ્ટિમાં પ્રેમાકર્ષણ છે તેનું જ બીજું સ્વરૂપ ગુરુત્વાકર્ષણ તમામ જડ પદાર્થોમાં છે, એમ કહેવાનું તાત્પર્ય છે

આ વિરાટેશ લઇ લોકગણ સર્વને .... વગેરે = અવકાશમાં ઘૂમતા તે અસંખ્ય લોકગણને પોતાના વિરાટ દેહમાં સમાવી દઇને વિરાટ પુરુષ નિરંતર તાન્ડવનૃત્ય નાચી નચાવી રહ્યા છે.

અણુ અણુ તાન થનકારનાં ... વગેરે = વિરાટના તાન્ડવનૃત્યના થનકારનાં તાન દરેક વ્યક્તિમાં અને અણુપરમાણુમાં ગુંજી રહેતાં હોવાથી સહુ સ્નેહનર્તનમાં નાચી રહ્યું ભાસે છે.

### ૩૬ અગતિ ગમન.

કે ઘેનનું અંજન નેન આંજે = મીઠી પવનલહેરોથી નયનમાં ઘેનનું અંજન થતું હોય એની તંદ્રા કે યોગનિદ્રાની સ્થિતિ સૂચવી છે.

ને વેરતાં પુષ્પ તુરંગ સાથે = બાજુનાં વૃક્ષો ઉપરથી પુષ્પવૃષ્ટિ થવા સાથે દિલમાં અવનવા તુરંગો ઉદ્‌ભવે છે – અપૂર્વ ખ્યાલો થવા લાગે છે.

શિતલ રજની રાણી .... વગેરે = એક ખ્યાલ એવો અનુભવાય છે કે જાણે ધવલ રથમાં શોભતી મધુર મોહક ચંદ્રિકા વાદળીમાં છુપાઈને કંઈક પ્રસારા સાથે મીઠાં વચન કહેતી હોય !

મૃદુલ અનિલ લ્હેરો .... વગેરે = ચંદ્રિકાનાં મધુર અને સાંભળતાં રસ ઉપજે એવાં વચનોનો અર્ક જાણે મારા કર્ણમા પવનની મૃદુ લહેરો રેડીને ઉર ઠારતો હોય !

.' રસિક ! રસિક ! મારા .... વગેરે = (ઉપર જેનું સૂચન થયું છે તે આ વચનો છે.) તે ચેતનતા પૂરતી પાવન કરતી વચનધારા નીચે પ્રમાણે : હે રસિક ! મુમુક્ષુ ! તું ગિરિ ઉપર જનાર અને શિખરે વસનાર છો અર્થાત્ ઉન્નતિ અને શ્રેયને પંથે વિચરનાર જીવાત્મા તું છે.

વિમલમન થવાથી .... વગેરે = આવાં ઉત્તેજક વચનોથી મન નિર્મળ બને છે અને અંગ આનંદપુલકિત થાય છે : એટલે જડ પ્રકૃતિમાંથી પુરુષ–જીવ–મુમુક્ષુ જીવાત્મા ખીણુથી તુર્ત શૃંગે પ્રયાણ કરે છે, અને શૃંગથી પણ ઉચ્ચ ગતિની અભિલાષાથી જાણે ચંદ્રનાં રશ્મિ ગ્રહીને છેક કૈવલ્યધામે જીવ ચડી જતો લાગે છે.

ઉપર ઉપર જાતાં .... વગેરે = ઉન્નતિના શ્રેયસ્કર પ્રદેશમાં જતા જતાં 'तमसो मा ज्योतिर्गमय' એવો ભાસ થાય છે, અને બધું

અજ્ઞાનતિમિર ટળી જઈને અવિચ્છિન્ન ભાસ્વર શુક્લ તેજોમય ધામનું દર્શન થાય છે. ત્યાં પછી ઉચ્ચ—અવનતનો બધો ભેદ ટળી જઈ અખંડ અભેદ પ્રવર્તી રહે છે.

સામ્યાવસ્થા જીવાત્માની .... વગેરે = જીવની આવી સામ્યાવસ્થા સ્વસ્થતાથી અનુભવાય છે અને ભેદ ટળતાં અખંડ આનંદનો અનુભવ થાય છે.

ઉર ઉરનો સંબંધ આ .... વગેરે = આ ગતિ કાંઈ સ્થૂલ શરીરની નથી (અને તેથી જ આ કાવ્યને અગતિ ગમન કહ્યું છે.) પણ આ તો ઉર હૈરના સંબંધની, જીવના શિવ સાથેના યોગની આ વાત છે. એ વાત જડ શરીર કાંઈ જાણી શકે નહિ.

ઘોર તિમિર ચાલ્યું ગયું .... વગેરે = હવે પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થતાં ઘોર અજ્ઞાનઅંધકાર છેક નષ્ટ થયો, અને અદ્ભુત ઘાનાઈ પ્રકટ્યો છે. હવે એ પરમ ધામને આંગણે — માશૂકને પગથારે — હું મારૂં સર્વસ્વ અર્પણ કરી રહ્યો છું.

રસભાવિક રસીલી તણો .... વગેરે = હવે એ માશૂકનો પ્રેમભક્તિ વશ આશક તેના અખંડ સારૂપ્ય માટે રટણ કરી રહે છે, જેમ રસજલનું મીન રસજલને રટી રહે તેમ.

અપિહિત મુખમંડલ પ્રિયા કાં ? ... વગેરે = પરમાત્મ તત્ત્વની પ્રાપ્તિ માટેની ઝંખનાની આ સ્તુતિ છે: હે પ્રિયતમા માશૂક! તું તારૂં મુખમંડલ મારાથી હજી કાં ઢાંકી રાખે છે? બુરખો દૂર કરીને એ તારા સત્સ્વરૂપની ઝાંખી હવે મને અનિમિષ કરાવ. હું કશા પણ આવરણ વગર મારા હૃદય સાથે — એટલે સ્નેહથી તારામાં એક રસ રૂપે—ભળી જવા તત્પર છું, અને એ રસવદને તરબોળ થઈ અનંત સુખ, અખંડ શાન્તિ અને સર્વ ઓજસ—ઐશ્વર્યવાન બની

રહેવા ઉત્સુક છું.

આ સ્તુતિરચનો નીચેની વેદઋચાની સ્મૃતિ આપે છે :

" हिरण्येन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

### ૩૭ ધ્યાનવિહાર

એક પ્રસંગે ધ્યાનસ્થ સ્થિતિમાં થયેલ અનુભવ આ કાવ્યમાં આપ્યો છે.

કંઇ વિરહ ખેદ વટાવવા ... વગેરે = બહિર્મુખ વૃત્તિઓથી સંસારમાં અનુભવાતા ક્લેશ પરિતાપ વગેરેનું શમન કરવા સારુ સંયમથી વૃત્તિઓને આત્માભિમુખ કરી જીવનનો પૂર્ણ આનંદઅનુભવ લેવાને વિચારે હું એક વખત સાયંકાળે ધ્યાન કરવા બેઠો હતો.

રસ ઉપવને સ્થિર જ્યાં થયાં = ધ્યાનથી પ્રાપ્ત થતા આનંદમાં મન ઘડિક સ્થિર થયું, અને ધ્યાનમા પરમતત્ત્વ – માશૂકની રસભરી મૂર્તિની ઘડીક પ્રતીતિ થઇ, ત્યા પછી બીજી શી પરવા રહે !

કડી ૩ થી ૬ = એ ધ્યાનસ્થ સ્થિતિ થયા પછી થોડી વારે ચિત્ત વિક્ષેપથી દેખાવા લાગ્યું કે સાયંકાળની શોભા ધીમે ધીમે સંકેલાતી ગઇ અને રાત્રિના આગમનની વધામણીમા સ્વર્ગીય સુમનો જેવા આકાશમા તારાઓ મલકી રહ્યા, અને છેવટે ચંદાનો ચાલ્લો કરી, તારાજડિત સાડી પહેરી, ગૌરવદના રાત્રિ આવી પહોંચી. આ મોહક દશ્યથી યોગનિદ્રા પ્રાપ્ત થતા, ચિદાનંદ સ્વરૂપનું દર્શન જે પ્રથમ ધ્યાનમા થયું હતું તે અલોપ થયું, અને પછી ધ્યાનનો બધો શ્રમ નિષ્ફળ ગયો.

કડી ૭ = ઇન્દ્રિયસમૂહ જે બધો સંયમિત હતો તે પણ હવે જાગૃત થયો, અને દરેક જ્ઞાનેન્દ્રિય અજમાવીને એ માશૂકના દર્શન વગેરે

અનુભવ માટે યત્ન કરવા લાગ્યો, પણ ફોકટ; કેમ કે આત્મતત્ત્વ કાંઈ ઇન્દ્રિયગમ્ય નથી, તે તો બુદ્ધિથી પણ પર છે. માટે બધી ઇન્દ્રિયો અન્તર્મુખ થયા પછી ચિત્ત, બુદ્ધિ અને અહંકાર સર્વ જ્યારે આત્માભિમુખ થાય ત્યારે જ ધ્યાનની સ્થિતિએ પહોંચી શકાય. તે વગરનો પ્રયત્ન તો વ્યર્થ છે.

અંતે પડયું માલૂમ કે .... વગેરે = ઇન્દ્રિયો તેમ જ મન બુદ્ધિ વગેરે ચિદાનંદ સ્વરૂપનો ખરો સાક્ષાત્કાર કરવા સમર્થ નથી. પરંતુ તે બધાથી પર થઈને વિશુદ્ધાત્માની પરમાત્મામાં તદાકારવૃત્તિ જામે ત્યારે જ ખરું સત્સ્વરૂપનું દર્શન – ખરું સત્ય જ્ઞાન થઈ શકે – એમ અંતે સમજાયું. અને વળી એમ પણ સમજાયું કે માયકનું સમષ્ટિજીવન આ વિશ્વઉદ્યાનમાં સઘળે એક રસ રૂપે વિલસી રહ્યું છે, અને એ માયકજીવનની સુરભ ચોમેર પમરી રહી છે.

કડી ૯ = પ્રથમ ધ્યાનમાં જે ચિદ્દ્ઘન સ્વરૂપનું ઝાંખું દર્શન થયું હતું, તે હવે (ઉપર જણાવ્યા પ્રમાણે જ્ઞાનચક્ષુ ઊઘડતાં) વિશ્વાત્મા રૂપે અખિલ વિશ્વમાં ચોમેર છવરાઈ રહેલું જણાયું, અને હૃદયસ્થ અંગુષ્ઠમાત્ર સ્વરૂપનું જે દિવ્ય દર્શન પ્રથમ થયું હતું તે સ્વરૂપ તેના મૂળ વિરાટરૂપે આખા વિશ્વમાં વિલસી રહ્યું.

## ૩૮ મેધસમાધિ

આ કાવ્યમાં સમાધિનો એક પ્રકાર જે મેધસમાધિ કહેવાય છે તેનું વર્ણન છે.

કડી ૧ = મેધસમાધિમાં અનુભવ થાય છે કે મીઠી અમૃત જેવી વૃષ્ટિ વાદળાં વગર થઈ રહી છે, વીજળીના ઝબકારાની ગરજ પણ ન રહે એવી કોટિ સૂર્યોના પ્રકાશ જેવી અખંડ દ્યુતિથી નર્યે શરીરે

(સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ અથવા ઇન્દ્રિયો સહિત સ્થૂળ શરીર, મન સહિત વાસનાશરીર, અને બુદ્ધિ સાથે અહંકારશરીર) અજવાળી દીધા છે, અંતરાત્મામાં અવર્ણનીય અમૃતનો સાગર ઊછળી રહ્યો છે, અને એ ઊછળતા અમૃતના પૂરમાં ત્રણે શરીરો સ્વચ્છ આનંદ અનુભવે છે

કડી ૨ = આલિંગનની અપેક્ષા વગર સર્વ શરીરો પ્રફુલ્લ છે, મેઘ ગર્જન વગર અનાહતનાદ છેક નજદીક સંભળાતો લાગે છે, ચિત્તની બધી તૃષ્ણાઓ શમી જતી દીસે છે, અને જીવ—હંસ મયૂરની માફક અખંડાનંદમાં નૃત્ય કરી રહે છે

કડી ૩ = દિયાજન આજવાની પણ જરૂર વગર અદ્ભુત દિવ્ય દર્શન થાય છે, દિનદારની — પરમાત્માની ભવ્ય વિભૂતિનો સાક્ષાત્કાર થાય છે, અને એ સાક્ષાત્કાર થતાં સૂર્ય વિના પણ કોટિ સૂર્યોના જેવી પ્રભા અંદર અને બહાર બધે છવાઇ રહે છે

કડી ૪ = આ રીતે જ્યોતિર્મય માશૂકનું ઝગઝગતું સ્વરૂપ આન્તર દૃષ્ટિએ ખડું થાય છે અને જાણે એ વિરાટ સ્વરૂપે બધું અવકાશ ભરી પૂરી દીધું હોય એવું દૃશ્ય ભાસે છે. તેના સહસ્ર અવયવો આખા વિશ્વમાં જડચેતન સર્વમાં પ્રસરી રહ્યાનું ભાન થાય છે, અને સર્વ ભૂતપદાર્થમાં પરમાત્માના અંશનો સાક્ષાત્કાર થતાં ભેદ દૃષ્ટિ નષ્ટ થાય છે.

કડી ૫ = હવે દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ પણ છેવટ ટળી જાય છે, અને દ્રષ્ટા પોતે એ અભેદજ્ઞાનના અનુભવમાં માશૂકરૂપ બની જાય છે, એટલે એ ચિદાનંદની રમ્રેલમાં અહંભાવ વીસરાઇ જવાથી કે ગળી જવાથી વિશુદ્ધ આનંદ અનુભવાય છે, અને એ પ્રમાણે માશૂકરૂપે સ્થિત થતાં જીવાત્માને તેના ત્રણે દેહ આનંદની અમૃતવૃષ્ટિમાં

લથબથ ભીંજેલા – સ્નેહાર્દ્ર બની ગયેલા લાગે છે.

કડી ૬ = આવી મેઘસમાધિની લગનમાંથી છેવટ જ્યારે જાગૃત થઈ જવાય છે ત્યારે માશૂક અદૃશ્ય – અગોચર થઈ જાય છે. અને એ તેજોમય મૂર્તિ અદૃશ્ય થતાં પાછું અંધકાર અને સૂનકાર વ્યાપેલું, અને એ અગ્નિ – ઉદધિનાં પૂરને બદલે આખું જગત વિરહ વિષથી ભરપૂર થઈ ગયેલું ભાસે છે.

# શબ્દકોષ

## અ

અકારૂં : અસહ્ય

અગમ : સમજાય નહિ તેવું, અગમ્ય

અગમ્ય : કળાય નહિ એવું

અગાધ : તાગ વગરનું, અમાપ

અજબ : અદ્ભુત

અટવાઇ : આડા ભરાઇને

અટ્ટહાસ : ખડખડ હસવું, પ્રબળ હાસ્ય

અઢળક : અતિશય

અદ્વૈત : અભેદ

અદ્રિરાજ : પર્વત

અધર : નીચલો હોઠ

અધો : નીચી

અનલ : અગ્નિ, આગ

અનાહત : અખંડ ઘેર ગંભીર નાદ, અનહદ નાદ

અનિમિષ મટકું માર્યા વગર

અનિલ : પવન

અનુવાદ : અનુકરણ, વાણીનું અનુકરણ

અનુલંઘનીયાં : ઉલ્લંઘન નહિ થઇ શકે એવી

અનેરૂં : અપૂર્વ, નવીન તરેહનું

અપટુ : ભોળા જેવા, ગામડિયા જેવા

અપિહિત : ઢંકાઇ ગયેલું

અફર : દઢ

અભ્ર : આકાશ

અભિષેક : જલપ્રોક્ષણ, પાણી છાટવુ

અભેદ : ભેદ વગર, એકરસરૂપ

અમૃતાસુરખી : અમીની શોભાયમાન દ્યુતિ

અમૂર્ત : શરીર વગરની

અર્ક : સત્ત્વ, extract

અર્ધનારનટેશ્વર : શંકર પાર્વતીનું અદ્વૈત પ્રેમમય જોડું

અલખ : લક્ષમા આવે નહિ એવું પરમ તત્ત્વ

અલાપી : આલાપ કરીને

અવગાહ : પાણીમા ડૂબકી મારી સ્નાન કરવું તે

અવનત : નીચ, અધોગતિએ પહોંચેલ
અવનિ : પૃથ્વી
અવ્યક્ત : નહિ ઉચ્ચારેલ, અસ્પષ્ટ
અવિચ્છિન્ન : તૂટયા વગર, અખંડ
અશરીરિણી : દેહવગરની, અમૂર્ત
અસૂયા : ઈર્ષા, દ્વેષ
અંજન : આંજણ
અંબર : આકાશ

આ

આગાર : ભુવન, મહેલ
આતપ : તડકો, તાપ
આદર : આવકાર, સન્માન
આદિત્ય : સૂર્ય
આદેશ : આજ્ઞા, હુકમ
આપ્રાણ : જીવતાં લગી
આમ્ર : આંબો
આરચા : લેપન, ટીલું
આર્દ્ર : સ્નેહભીનો, દયાળુ
આરોહખેદ : ચડવાનો શ્રમ
આવાસ : નિવાસસ્થાન
આશ્લેષ : આલિંગન

ઇ

ઇન્દ્રજાલ : ખોટી મોહમાયા, જાદુ
ઈન્દ્રચાપ : મેઘધનુષ્ય
ઈન્દુ : ચંદ્ર
ઈલમ : હુન્નર, ગુપ્તવિદ્યા, મંત્રવિદ્યા
ઇષ્ટ : ખરા અંતરથી જેને ઇચ્છીએ કે ચાહીએ તે, પરમતત્ત્વ

ઉ

ઉડુ : ઝીણા તારા
ઉદ્વાહ : વિવાહ, લગ્ન
ઉદ્દામ : ઉદાર, ઉમદા
ઉદીરિત : ઉચ્ચારાતો
ઉન્મુખ ; ઊંચે મોઢે
ઉપકંઠ : નજદીકનો કાંઠો
ઉપલ : ઘસાઈ ઝીણા થયેલા પ્હાણા
ઉષ્ણરશ્મિ : સૂર્ય
ઊર્મિ : મોજાં, મનોરથો

ૐ

ૐકાર : પરમાત્માનું સ્વરૂપ, નાદબ્રહ્મ

ઓ

ઓજસવાળાં : તેજસ્વી, ઐશ્વર્યવાન
ઓર : વધારે, અતિશય
ઓલિયા : વૈરાગ્યવાળા

## ક

કચ : વાળ, મોવાળા
કટુતા : કડવાશ
કટુકટાણું : કડવાં કાટ જેવાં
કપોત : કબૂતર, પારેવાં
કલ્મષ : પાપ
કલાપ : જથ્થો, સમૂહ
કલાન્ત : થાક અને ખેદવાળું
કલાપી : મોર
કલુષિત : કલેશભર્યું, દુઃખભર્યું
કસ્તુરિકા : કસ્તુરી, અત્તર વગેરે સુગંધી દ્રવ્યો આપનાર રાજદરબારમાં રહેતી દાસી. અથવા કસ્તુરીહરણની માદા
કાસાર : સરોવર
કિર : પોપટ
કુડ્મલ : કળીઓ
કુરંગ : હરણ
કુંજ : વૃક્ષમંડપ, લતામંડપ
કુસુમશરાળો : પુષ્પધન્વા, કામદેવ
કૃષિવલ : ખેડૂત

## ખ

ખડગ : તલવાર
ખલક : દુનિયા, સંસાર



ખાક : રાખ
ખૂર : ખરીઓ, ડાબલા

## ગ

ગર્ત : ખાડો, ગુફા
ગહ્વર : ગુફા
ગ્લાનિ : થાક
ગારૂડી : જાદુગર
ગ્રીષ્મ : ઉનાળો
ગુલ : પુષ્પ
ગૌરવદના : ગોરા મુખવાળી

## ઘ

ઘર્મ્ય : ધામ, બફારો

## ચ

ચર્યા : કાર્યક્રમ
ચારૂ : મોહક, રૂપાળું
ચિત્તાર્ણવ : ચિત્ત-અર્ણવ, ઉર-સાગર
ચિબુક : દાઢી
ચુતતરુ : આંબો, આમ્રવૃક્ષ
ચેતના : ચૈતન્ય, પ્રાણ
ચંદ્રક : ચગદું

ज

જવ : વેગ
જવનિકા : પડદો, અંતરપટ
જલાર્દ્ર : જળથી ભીનું
જાડ્ય : જડતા
જિગર : દિલ, હૃદય
છુહા : સુધા
ઝંઝાવાત : ઉગ્ર પવનના ઝપાટા

त

તદનંતર : તેનાથી બીજી
તમપ્રદેશ : અંધકારવાળું સ્થાન
તરલ : વેગવાન
તર્જની : ચારમાંથી પહેલી અંગૂઠા પાસેની આંગળી
તરુણ : નાનાં, યુવાન નહિ થયેલાં
તલસ્યા કરે : આતુર બને
તિમિર : અંધારું
તિરસ્કૃત : તિરસ્કાર પામેલ
ત્રિપુર : ત્રણ શરીર
ત્રિધા : ત્રેવડો, ત્રણ વાર
તુરંગ : કલ્પના, ખ્યાલ

દ

દાખે : દર્શાવે, બતાવે
દારૂણ : સખત ગરમીવાળો
દિદાર : દર્શન
દિવ્ય : દૈવી. સ્વર્ગનું
દ્વિધા : બેવડો, બે વખત
દિલદાર : હેતાળ પ્રિયતમા
દીક્ષા : આરંભની ક્રિયા, આરંભમંત્રનો વિધિ
દ્રુતવિલંબિત : દોડતી અને અટકતી ગતિવાળું
દ્યુતિ : પ્રભા, તેજ
દોયલાં : આકરાં, અસહ્ય
દ્વંદ્વ : સુખદુઃખ વગેરે વિરોધી ગુણનાં જોડકાં, opposites
દગવિફલતા : દષ્ટિની વ્યર્થતા
દશઠ : પ્હાણા

ધ

ધરિત્રી : પૃથ્વી
ધાત્રી : બાળકને ધવરાવનારી રક્ષક બાઇ
ધુમ્ર : ધુમાડો
ધુમ્રધુસર : ધુમાડા જેવી ગંદી ને કાળી

ન

નદ : નદી

નર્તન : નાચ, નૃત્ય
નવાજે : સ્તુતિ કરે, પ્રણામ કરે
નાટતી : વેશ ભજવ્યા કરતી
નિદાઘ : ઉનાળો
નિર્જલ : પાણી વગરનો
નિરાશું : જુના જ પ્રકારનું
નિમ્ન : નીચાણવાળો, ઢાળવાળો
નિરંતરાય : અટક્યા વગર, આડશ વગર
નિરંતરાળા : આડશ વગરના, કાંઇ પણ આવરણ વગરનું
નિશા : રાત
નિશાપતિ : ચંદ્ર
નિસર્ગ : કુદરત
નિષ્ઠુર : નઠોર, શુષ્ક
નીલામ્બર : લીલી સાડી
નેતિ નેતિ : બધાથી પર–પરમાત્મા
નેન : નયન, આંખ
નૈસર્ગી : કુદરતી
નૃત્યખેદ : નાચવાનો થાક

પ

પગથાર : પગથિયું
પતત્રી : પક્ષી
પમરે : બહેકે, ખુશબો આપે
પય : પાણી, દૂધ
પરમોચ્છ્વાસ : પરમ–પ્રાણ
પરહરો : ત્યાગ કરો
પરાગ : ફૂલની રજ
પરાપૂર્વથી : જૂના કાળનો માર્ગ
પરિતોષ : સંતોષ, તૃપ્તિ
પરિચય : સદ્ભાવની ટેવ
પરિમલ : સુગંધ
પર્જન્ય : વૃષ્ટિનો દેવ
પર્યંક : પલંગ
પરિચારિકા : ચાકરી કરનારી
પલટી : બદલાઇ
પલ્લવ : પાંદડું
પાણિ : હાથ
પાનાં પડ્યાં : દુઃખના દાન પાસા નસીબ નડ્યાં
પિતૃવ્યદેશ : મૂળ સ્થાન
પીયૂષ : અમૃત
પુલકિત : રૂંવાડાં ઉભાં થયેલ
પુષ્પધન્વા : પુષ્પના ધનુષ્યવાળો, કામદેવ
પેરે : રીતે
પ્યાસ : તૃષા, તરસ
પ્રકૃતિ : કુદરત

પ્રખર : સખ્ત
પ્રગલ્ભ : પ્રચુર, ભરચક
પ્રચ્છન્ન : ઢંક છુપ થતી
પ્રણય : પ્રેમ
પ્રણવધ્વનિ : ૐકારનાદ
પ્રતિધ્વનિ : પડઘો
પ્રતાપ : ઉગ્રતાપ, અતિ તડકો
પ્રત્યુત્તર : સામો જવાબ
પ્રત્યય : વિશ્વાસ, ભરોસો
પ્રદિપ્ત : પ્રકાશિત
પ્રમદ : પૂર્ણ મદભરી
પ્રભા : તેજ
પ્રભાકર : સૂર્ય
પ્રમાથી : બળવાન, જોરથી હલમલાવી દે એવું
પ્રવાત : પવન
પ્રસ્ફુટિત : પુલકિત, રૂંવાડાં ઊભાં થતાં

ફ

ફગર ફાગ : હોળી પ્રસંગે બોલાતા અપશબ્દો–ગાળાગાળ
ફટાણાં : ગંદાંગંદાં, હલકા શબ્દો

બ

બધીરતા : બહેરાપણું
બહિષ્કરણ : કાઢી મૂકવું તે
બાલાર્ક : ઊગતો સૂર્ય
બુંદ : ટીપું
બોજસર : વજનના પ્રમાણમાં
બોલગુલો : શબ્દકુસુમો

ભ

ભાસ્વર : અત્યંત ઉજ્જવળ
ભીતિ : ભય, બીક
ભ્રાતૃજ : ભત્રીજો
ભૈષ્ય : વૈદક ગુણવાળા
ભૃંગ : ભમરો

મ

મચકાવતી : કટાક્ષ કરતી
મધુ : મધ
મધુકર : મધમાખ, ભમર
મનસિજ : કામદેવ
મનસિજસખા : કામદેવનો મિત્ર વસંત
મનુજ : મનુષ્ય
મરકત : નીલમ મણિ
મરાલ : હંસ, રાજહંસ
મરુત : પવન
મસ્તિષ્ક : માથું, શિર

મહિમ્નસ્તોત્ર : મહિમાની, મોટાઇની સ્તુતિ
માતરિશ્વા : પવન
માધવ : શ્રીકૃષ્ણ, વસંત
માધવમિત્ર : વસંતઋતુનો મિત્ર કામદેવ
માશૂક : પ્રિયતમા
મિટવીણુ : મટકું માર્યા વગર
મિષે : બહાને
મુક્તાફળો : મોતી
મુકુલ : ફૂલની કળીઓ
મુખારવિંદ : ચંદ્ર જેવું મુખ
મુગ્ધભાવ : મુગ્ધાવસ્થાના સ્નેહ ભાવ
મુર્શદ : તત્ત્વબોધ આપનાર ગુરુ
મેખળા : કંદોરો
મેદિની : પૃથ્વી
મેફિલ : સંગીતનો જલસો
મોદ : આનંદ
મંજરી : મ્હોર, માજર
મંજુલ : મૃદુ, મીઠું, કોમળ
મંત્રદીક્ષા : આરંભક મંત્રથી શિક્ષણની શરૂઆત કરવી તે
મૃગજવ : હરણ જેવો વેગ

## ય

યાચક : માગનાર
યુગલ : જોડું

## ર

રતિ : સ્નેહમૂર્તિ, કામદેવની સ્ત્રી
રમ્ય : રમણીય, રળિયામણી
રવ : શબ્દ, અવાજ
રશ્મિ : કિરણ
રસી : દોરી
રાગી : શોખીન
રોમાંકુરો : રૂંવાડાં.

## લ

લસિત : રંગાયલા
લહરી : લહેર, પવનનાં મોજાં
લાજતો : શરમાતો
લુબ્ધક : પારધિ, શિકારી
લૂંટે : લોટે, આળોટે
લહેરો : પવનનાં મોજાં, ઊર્મિ

## વ

વક્ર : વાંકીચૂંકી
વજ્રશાં : વજ્ર જેવાં, તીક્ષ્ણ

વટાવવા : વટી જવા, દૂર કરવા
વત્સર : વર્ષ
વની : વનવાસી, સંસારની અસર વગરનાં
વર્તુલ : ગોળ, કુંડાળું
વસન : કપડાં
વ્રણ : ઘા, ચીરો, વિરહવ્યથા
વાત્સલ્ય : બાળક પ્રત્યે પ્રેમ
વામી : દૂર કર્યું, વિસાર્યું
વારિ : પાણી
વિચિ : મોજાં, ઊર્મિ
વિટપિ : ઝાડવાં
વિદારતી : ચીરતી, દૂર કરતી
વિદ્યુત્ : વીજળી
વિનિમય : અદલોબદલો
વિનિદ્ર : નિદ્રા વગરની
વિમલ : નિર્મળ, શુદ્ધ
વિમુખ : અણગમતી
વિભિન્ન : જુદાઈના
વિપ્રયોગ : વિયોગ
વિભુ : વિરાટ દેહ
વિયતપથ : આકાશ માર્ગ
વિરત : વિરમતો, અટકેલો
વિરાટ : બ્રહ્માંડનાયક. વિભુ
વિલિપ્ત : લીંપાઈ ગયેલું, ફેલાયેલું
વિલીન : નિમગ્ન, લય પામેલ
વિશારદ : ચપળ
વિષમ : વિપરિત, અવળા, દુઃખદ
વિસ્તીર્ણ : વિશાળ
વિહાર : રમતગમત
વિક્ષેપ : કનડગત, ભેદ
વેદિ : યજ્ઞભૂમિ, પવિત્ર સ્થાન
વ્યોમ : આકાશ
વૃત્તિ : વલણ, લાગણી, ઊર્મિ

## શ

શરણદા : આશ્રય આપનારાં
શાન્તિપ્રદા : શાન્તિ આપનારાં
શિખરિન્ : પહાડ
શિતરશ્મિ : ચંદ્ર, ઠંડાં કિરણવાળો
શુક્લ : સફેદ, ધોળું
શૈશવ : નિર્દોષ બાળપણ
શ્રવતાં : વખાણતાં
શ્રમસુતા : થાકથી ઉપજતી
શ્રુતિગુણ : સાંભળવાનો ગુણ
શ્રુતિહર્ષાર્ણ : શ્રવણ-સદાણ

## સ

સદન : ભુવન, ઘર

સનમ : પ્રિયતમા, પ્રભુ સૌથી વધારે વહાલ કરવા યોગ્ય હોવાથી તેને સનમ કહે છે
સન્નિધિભાવ : સહવાસસુખ, સથવારો
સપત્નિ : શોક્ય
સપ્તરંગી : સાત રંગવાળું, મેઘ ધનુષ્ય જેવું
સબાષ્પ : આંસુથી રૂંધાયેલ, ગળગળો
સમષ્ટિ : આખું વિશ્વવિરાટ
સર : તળાવ, સરોવર
સરિતા : નદી
સલિલ : જળ
સહકાર : આંબો, આમ્રવૃક્ષ
સહચાર : સથવારો
સહસા : અચાનક
સહિષ્ણુ : સહનશકિત વાળો
સહોદર : બંધુભાવ વાળો
સાધ્વી : સાધુતાવાળી, પવિત્ર
સાનમાં : ઇસારામા
સામ્ય : સમભાવ, સમદષ્ટિ
સાયુજ્યભાવ : સહવાસસુખનો આનંદ
સાષ્ટાંગ : આઠે અંગો સાથે, મસ્તકધાર
સીકર : પાણીના છાંટા
સુકુમાર : કોમળ, મૃદુ
સુધા : અમૃત
સુમન : પુષ્પ
સુરભ : સુગંધ
સુશીલ : સારા ચારિત્ર્યવાળી
સુશ્રુષા : સેવાચાકરી
સુહૃદ : મિત્ર
સોડ : સથવારો
સૌમ્ય : શાન્તિ આપનાર
સૌરભ : સુરભિ, સુગંધ
સૌહાર્દ : સ્નેહાળ, મિત્રાઇભર્યું
સંતત : નિરંતર, અખંડ
સ્ફટિક : સ્ફટિકમણિ
સ્નિગ્ધ : સ્નેહાળ, ચીકાશદાર
સ્વેદ : પરસેવો
સ્રોત : ઝરો

## હ

હય : ઘોડો
હૃષ્ટપુષ્ટ : ઘટ્ટ, જાડું

## ક્ષ

ક્ષીર : દૂધ

વટાવવા : વટી જવા, દૂર કરવા
વત્સર : વર્ષ
વની : વનવાસી, સંસારની અસર વગરનાં
વર્તુલ : ગોળ, કૂંડાળું
વસનં : કપડાં
વ્રણ : ઘા, ચીરા, વિરહવ્યથા
વાત્સલ્ય : બાળક પ્રત્યે પ્રેમ
વામી : દૂર કર્યું, વિસાર્યું
વારિ : પાણી
વિચિ : મોજાં, ઊર્મિ
વિટપિ : ઝાડવાં
વિદારતી : ચીરતી, દૂર કરતી
વિદ્યુત્ : વીજળી
વિનિમય : અદલોબદલો
વિનિદ્ર : નિદ્રા વગરની
વિમલ : નિર્મળ, શુદ્ધ
વિમુખ : અણગમતી
વિભિન્ન : જુદાઇના
વિપ્રયોગ : વિયોગ
વિભુ : વિરાટ દેહ
વિયતપથ : આકાશ માર્ગ
વિરત : વિરમતો, અટકતો
વિરાટ : બ્રહ્માંડનાયક, વિભુ
વિલિપ્ત : લીંપાઇ ગયેલું, ઢંકાયેલું
વિલીન : નિમગ્ન, લય પામેલ
વિશારદ : ચપળ
વિષમ : વિપરિત, અવળા, દુઃ
વિસ્તીર્ણ : વિશાળ
વિહાર : રમતગમત
વિક્ષેપ : કનડગત, ભેદ
વેદિ : યજ્ઞભૂમિ, પવિત્ર સ્થાન
વ્યોમ : આકાશ
વૃત્તિ : વલણ, લાગણી, ઊર્મિ

## શ

શરણદા : આશ્રય આપનારાં
શાન્તિપ્રદા : શાન્તિ આપનારાં
શિખરિન્ : પહાડ
શિતરશ્મિ : ચંદ્ર, ઠંડાં કિરણવાળો
શુક્લ : સફેદ, ધોળું
શૈશવ : નિર્દોષ બચપણ
શંસતાં : વખાણતાં
શ્રમસુતા : થાકથી ઊપજતી
શ્રુતિગુણ : સાંભળવાનો ગુણ
શ્રુતિલ્હાણું : શ્રવણ-લહાણ

## સ

સદન : ભુવન, ઘર

સનમ : પ્રિયતમા, પ્રભુ સૌથી વધારે વહાલ કરવા યોગ્ય હોવાથી તેને સનમ કહે છે
સન્નિધિભાવ : સહવાસસુખ, સથવારો
સપત્નિ : શોક્ય
સપ્તરંગી : સાત રંગવાળું, મેઘ ધનુષ્ય જેવું
સબાષ્પ : આંસુથી રૂંધાયેલ, ગળગળો
સમષ્ટિ : આખું વિશ્વવિરાટ
સર : તળાવ, સરોવર
સરિતા : નદી
સલિલ : જળ
સહકાર : આંબો, આમ્રવૃક્ષ
સહચાર : સથવારો
સહસા : અચાનક
સહિષ્ણુ : સહનશક્તિ વાળી
સહોદર : બંધુભાવ વાળો
સાધ્વી : સાધુતાવાળી, પવિત્ર
સાનમાં : ઇસારામા
સામ્ય : સમભાવ, સમદૃષ્ટિ
સાયુજ્યભાવ : સહવાસસુખનો આનંદ
સાષ્ટાંગ : આઠે અંગો સાથે, મૂશળધાર
સીકર : પાણીના છાંટા
સુકુમાર : કોમળ, મૃદુ
સુધા : અમૃત
સુમન : પુષ્પ
સુરભ : સુગંધ
સુશીલ : સારા ચારિત્ર્યવાળી
સુશ્રુષા : સેવાચાકરી
સુહૃદ : મિત્ર
સોડ : સથવારો
સૌમ્ય : શાન્તિ આપનાર
સૌરભ : સુરભિ, સુગંધ
સૌહાર્દ : સ્નેહાળ, મિત્રાઇભર્યું
સંતત : નિરંતર, અખંડ
સ્ફટિક : સ્ફટિકમણિ
સ્નિગ્ધ : સ્નેહાળ, ચીકાસદાર
સ્વેદ : પરસેવો
સ્રોત : ઝરો

## હ

હય : ઘોડો
હૃષ્ટપુષ્ટ : ઘટ્ટ, જાડું

## ક્ષ

ક્ષીર : દૂધ